ॐ तत् सत् परमात्माने नमः

અસલી

# રાજ કઠીઆરો.

નૉવેલ

ભાગ ૧-૨ સંપુર્ણ.

કર્તા

દલાલ જેઠાલાલ વાડીલાલ

દોહરો

સુખ દુઃખ વિધિએ નિર્મ્યુ, નહી જેથી મટનાર,
શું કર્તા સુખ દુખનો, કહેનારોજ ગમાર.

—— x ——

છપાવી પ્રસિદ્ધ કર્તા
બુકસેલર રણછોડલાલ મોતીલાલ.
રીચીરોડ—અમદાવાદ.



આવૃતિ ૨ જી     પ્રત ૧૦૦૦     સને ૧૯



કીમત રૂ. ૧--૪--૦

અમદાવાદ પાનકોરના નાકે

**મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં**

મોતીલાલ ગણપતરામે છાપ્યું

# પ્રસ્તાવના.

——(૦)——

સુગ વાંચક વૃંદ.

જો કે ઘણી પણી નોવેલો આપે વાચી હશે પરંતુ સરળ અને સહેલુ લખાણુ વાચવાથી મને જે આનંદ ઉપજે તેટલો આનંદ અઘરૂ લખાણ વાચવાથી ઉપજતો નથી. સ્વ ભાશામા સંસ્કૃત ભાશા ઉમેરવાથી વિદ્વતા ભર્યુ લખાણ ગણાય છે, ને તેને વિદ્વાનો પસંદ કરે છે પણ સંસ્કૃત ભાશાનુ જ્ઞાન ન હોય તેઓને વાચવામા અઘરૂ થઈ પડે છે સરળ ભાશાનું લખાણ સર્વેને વાંચવા માટે સરળ પડે છે હમારા તરફથી નરસી મેહેતો મીરાબાઈ વીગેરે પુસ્તકો બહાર પડયા છે, તે નોવેલો જે વાચકોએ વાચ્યા હશે તેમને સરળ લખાણથી આનંદ મળ્યો હશે રાજકઠીઆરો નોવે-લમા કર્મ બળનો આબેહુબ ચીતાર દર્શાવેલો છે વિદ્વાન સાક્ષર કવી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરીની કસાયલી કલ-લથી લખાયેલું ને ભજવાયેલુ વીણાવેલી એ નામનુ નાટક જગ પ્રસીધ અને લોકપ્રિય થઈ પડેલુ છે, તેથી આ નોવેલ તેમાના અસર કારક ભાષણો અને જ્ઞાન સાથે ગમ્મત આપનાર હોવાથી વિશેશ લોકપ્રિય એમ થશે ધારી બહાર પાડવામાં આવ્યુ છે. વિશેશમા આ જમાનાની પ્રજા ગાયનો

વાચવાનો શોખ ધરાવતી હોવાને લીધે સમયાનુસાર કેટ લાક ચુટી કાઢેલા ગજાના ગાયનો પણ મુકવામા આવેલ છે જેથી ગાયનો વાચવાના શોખીનોને પણ સરખીજ રમુજ મળશે

આવુ જ્ઞાન સાથે ગમ્મત આપનારૂ ઉમદુ પુસ્તક લખવા ઇશ્વરે મને સદબુદ્ધિ આપી, તેથી હુ તે પરમ કૃપાળુનો તન મનથી આભાર માનુ છુ, મારા લખાણમા લખાણની તેમજ પ્રુફ સુધારવાની સઘળી ખામીને માટે ક્ષમા ચાહુ છુ

લી શેવક

**દલાલ જેઠાલાલ વાડીલાલ**

---

ઘણા વખતથી બધ રહેલી તેથી ઉપરા ઉપરી માગણીઓ થવાથી બીજી આવૃત્તી બહાર પાડી છે.

**બુકસેલર રણછોડલાલ મોતીલાલ.**





ॐ तत् सत् परमात्मने नमः

# રાજકઠીઆરો.

નોવેલ

ભાગ ૧ લો

કર્મફળ બળનો આબેહુબ ચિતાર

## મંગળાચરણ

કર્તા—

સ્તુતી

ગજાનન ! અતિ ગુણધર-શુભ આરંભે એકર.
સમરૂ નામ ! તું સ્વામિ ! હે સુઠ ધર, ગજાનન.
સત્ય શરણુ તુજ શુભ આરંભ વિશે,
માગુ નિર્વીઘ્ને માત કાર્ય આ પુર્ણકર ગજાનન
સ્થાપન શુભ કાર્યે તુજ પહેલુ,
માતુ પાર્વતી તુમ પીતા શીવ શંકર; ગજાનન.

## પ્રકરણ ૧ લું

### પ્રેમી દંપતીના વાર્તા વિનોદ અને વાદ વિવાદ.

એક રમણીય શરદ પુર્ણીમની રમણીય રાત્રીના શુભ પ્રસંગે એક પરમ પ્રેમી રાજવંશી જોડું રાજ મહેલના અંતપુરમા વાર્તા વિનોદમાં ગુંથાયુ હતું રાજવીર પોતે સુવર્ણના પલંગમાં બીછાવેલા મખમલના ગાદલામા આડા પડયા હતા, અને સતી રાણી પતીના પગ દબાવતી પ્રેમ ભરી વાર્તા વીનોદ કરી સતી ધર્માનુસાર રાજાને આનંદ આપતી હતી

એ પ્રમાણે કેટલી પ્રેમ ભરી વાર્તાઓ રાણીના મુખથી રાજા પોતે શ્રવણ કરતા હતા તે અરસામા રાજાને કાંઈક સાભરી આવવાથી સીસકારીનો નીસાસા રૂપી ઉદગાર રાજાના મુખમાથી નીકળી ગયો સીસકારીના ઉદગાર સાભળી સતી રાણી મનમા ઘણોજ ખેદ પામી, અને મન સાથે વીચાર કરવા લાગી કે શુ મારી સેવામા કાંઈ ખામી આવી હશે તેથી આવો ઉદગાર બહાર પડયો હશે, કે બીજી કાંઈ ચિંતા રાજાના દીલમા હશે તેથી આ ઉદગાર બહાર પડયો હશે, જો કે હજુ સુધી તો તેમની શેવા પ્રભુજી સમાન ગણીનેજ ઉઠાવુ છુ, કારણ સતિને પતિ એજ પ્રભુ છે, પતિ શેવા એજ મોક્ષનો રસ્તો છે

તેની શેવા શીવાયની બીજી બધી શેવાઓ, દેવ, દર્શન, જપ તપ, એ સૌ નકામુ અને ઢોંગ રૂપ છે. પતિના દુઃખે સતીને દુખી થવુજ જોઈએ તે ખાસ સતિનો ધર્મ છે તો તેમને શુ લાગણીથી આ ઉદગાર બહાર પડયો તે પુછીને પ્રવિણ થવુજ જોઈએ જો કે શેવામા કોઈ વાતની ખામી આવવા દીધી નથી, છતા વખતે જાણે અજાણે ખામી આવી હોયતો તે સુધારી તેમને સંતોષ આપવોજ જોઇએ, અગર બીજી કોઈ વાતની લાગણી હોયતો તેમના દુખમાં ભાગ લઈ તેમને યોગ્ય સલાહ આપી હીમત આપવી તે સતીનો સાચો ધર્મ છે, માટે તેણે રાજવીરને પુછયુ ? પ્રાણપ્રભુ ! કોઇ દીવશ નહીને આજે આપના મુખમાથી નીસાસા રૂપી સીસકારીને ઉદગાર શા કારણથી બહાર પડયો, તેનુ કારણ આ દાશીને જણાવી કૃતાર્થ કરશો.

રાજવીરે કહ્યું, પ્રીયા તે જાણવાથી તમને શો ફાયદો છે. સતીએ કહ્યું પ્રાણેશ ! પતીના દુઃખે દુખી અને સુખે સુખી થવુ તેજ સતીનો સાચો ધર્મ છે, તે આપનાથી કયા અજાણ્યુ છે ? આપના પવિત્ર મુખમાથી આવો ઉદગાર કેમ બહાર પડયો તેનુ કારણ હું કેવી રીતે સમજી શકુ ? કદાપી આ દાશીની શેવામા કાંઇ ખામી આવી હોય, તો તેને માટે ક્ષમા કરશો, અને તે કસુર આ દાશીને જણાવશો જેથી તેવી કસુર આ દાશી સુધારી આપને સંતોષ આપે

અગર બીજી કોઈ વાતમા આવો ઉદગાર બહાર નીકળ્યો હોય તો તે પણ જણાવી આ દાશીને દુ ખમા ભાગ આપો હુ સદાની આપના સુખ દુ ખની ભાગીઅણ છુ, સુખમા ભાગ આપો છો, તો દુ ખમા ભાગ કેમ ન આપો ! સુખની ભોકતા બની દુ ખથી વિમુખ રહુ, તે મારા ગતિ પણાને બાધ ન લાગે ? માટે નાથ આપના નીસાસાના ઉદગાર બહાર પડવાનુ કારણ આ દીન દાશીને જણાવો એવી માગણી છે, વિનતી છે, રાજવીએ કહ્યુ પ્રિયા ! તમારી શેવાની અવધિ છે ! તમારી શેવાથી જે સુખ અને સતોષ મળે છે, ને વર્ણવ્યો જાય તેમ નથી, સતી ધર્મની જાણ હોઈ કસુર કરે તે કદાપી બનેજ નહી, પણ મારો નિસાસાનો ઉદગાર જુદા કારણ રૂપ છે

રાનીએ કહ્યુ તો તે કારણ જણાવી દાશીને કૃતાર્થ કરો આપના સુખ દુ,ખની ભાગીને તે કારણ નહી જણાવાય તવુ હોય તો લાચાર ! પણ જણાવાય તેવુ હોય તો સત્વર દહી અધિરીને ધીરજ મળે તેમ કરો, ગરીબને પૈસાની અરે હોય, તેથી તેવા ઉદગાર નીકળવા સભવીત છે, કે જેને પૈસાની અરે, પીડ રોગીને તેવા ઉદગાર નીકળવા સભવીત છે, કે જેને મરવાની પીડા, પૈસાદારને તેવા ઉદગાર નીકળવા સભવિત છે, કે જેને પૈસો સાચવવાની પીડા, રાજાઓને તેવા ઉદગાર નીકળવા સભવિત છે. કે જેના રાજ્યમા

અંધેર, પણ આપના ન્યાઇ અને નેકી રાજ્યમા અંધેર તો શુ, પણ અન્યાયનું નામ નથી, તેમજ ગરીબ અને તવ-ગર સર્વે ઉપર એક સરખી રીતે વર્તો છો, જેથી રઇયતનો આપના ઉપર પુર્ણ ચાહ છે, અને આપના નેક રાજ્યમા વાઘ અને બકરી એક આરે પાણી પીએ છે અને આપની રઇયતના સુખ દુ:ખ ઉપર પુરણ કાળજી છે તેમજ સર્વ પ્રજાને નિષ્પક્ષપાત ન્યાય મળે છે, જેથી રાજ્ય તરફની એવી કોઇ ચીતા નથી કે જેથી આવા ઉદગાર આપના મુખ માંથી બહાર પડે માટે આપના નીસાસાના ઉદગાર આ દાશીને જણાવવા કૃપા કરશો

રાજવીએ કહ્યું પ્રિયા ! જે જે દ્રષ્ટાંતો તમોએ કહ્યાં, તે યથાર્થ છે. પણ રાજાઓએ અદલ ન્યાય આપો તેથી શુ થયુ ? રઇયતનો ચાહ મેળવ્યો તેથી એ શુ થયુ ! વાઘ ને બકરી એક આરે પાણી પીએ એવુ પરમાચરણી રાજ્ય ચલાવ્યુ તેથી એ શુ થયુ ? તે શીવાય બીજી ચીતાઓ નથી ! રાણીએ કહ્યુ નથી કેમ બીજી ઘણી ચીતાઓ છે કદાચ કોઇ દુશ્મન સાથે જાગે અને રાજ્ય મેળવવા લડાઇ કરે તે ચીતા કેમ નહી ? રાણીએ કહુ શુ કોઇ દુશ્મન સામે ઉભો થયો છે, જેથી તેને જીતવાની ચિંતા છે !

રાજાએ કહ્યુ બહારનો દુશ્મન સારો, કે એકી વખતે

જીતીને વશ કરી શકાય પણ અદરના દુશ્મન ખુગ કે સદતરનુ સત્યાનાશ વાળે, રાણીએ કહ્યુ એવા દુશ્મન અદરનો કોણ છે તે કૃપા કરી દાશીને જણાવો

રાજવીરે કહ્યુ કોણ શુ ? છોકરો ખગાબ નીકળે તો બાપ ને ચીતા નહી ? નોકર બગબ નીકળે તો શેઠને ચીતા નહી ?

રાણીએ કહ્યુ એવો કીયો નોકર ખરાબ નીકળ્યો છે અને તેમ શુ બગાબી કરી છે કે જેથી કોઈ દીવશ નહી ને આજ આવો ઉદગાર આપવા કોમળ મુખમાથી પ્રથમજ બહાર પડ્યો નોકર બગબ નીવડયો હોય તો તેને નોકરીમાથી બાતલ કરો નોકરીમા રાખશો નહી એને માટેજ આવો ઉદગાર આપના મુખમાથી બહાર પડયો હોય તો પ્રાણેશ આપ સર્વ સત્તાધિશ રાજવી હોવા છતા ના હીમત થઈ આવા ઉદગાર મુખમાથી કહોડી ના હીમત શુ બનો છો ! મતિનો ઉપયોગ કરી તે નોકરને રજા આપો અને કોઈ બીજા નોકરની પેરવી કરો

રાજાએ કહ્યુ કીયા નોકરને બતરફ કરૂ ! એક હોય તો એકને કરૂ પણ બધાએ નાહાનાથી તે મોટા સુધીના તેવા હોય, તેમને શુ કરૂ ! તેમને બધાને બતરફ કરૂ, તો તેવા પ્રવીણ નોકરો કયાંથી મેળવી શકુ ?

રાણીએ કહ્યુ પ્રાણનાથ ! શુ બધા નોકરો તેવા ?

રાજાએ કહ્યું હા, દરેક નોકરો હાજી હા કહેનારા ગણીએ. કહ્યું શું પ્રધાનજી, દીવાનજી, સેનાધિપતી વગેરે તમામ નોકરો હાજી હા કહેનારા છે !

રાજાએ કહ્યુ તમામ નોકરો હાજી હા શીવાય બીજો પાઠ ભણ્યાજ નથી બીજા હાજી હાજી ખુશી રહેનારા રાજવીઓની માફક મને સમજી નાચુ કે જુઠું, સારૂ કે બુરૂ દરેક વાતની હાજી હા કહે જાય છે ને તેથીજ હુ ખુશી છુ તેમ તેઓ સમજે છે

રાણીએ કહ્યુ પ્રાણપ્રભુ ! તમારૂ સમજવુ ફેર છે. નહાના નોકરો વખતે હાજી હા કહેનારા હશે, પણ પ્રધાનજી, દીવાનજી અને સેનાધિપતી વીગેરે મોહોટા અને રાજ્યના મોભાદાર નોકરો કદાપી કાળે તેવા હોયજ નહી. ને તમો સદગુણ સપન્ન અને નિ પક્ષપાતી અદલ ન્યાયી હોવાથી તમારા કૃત્યો તેમને કબુલ કરવાજ પડે તે કાંઈ હાજી હા પણ કહેવાય નહી

રાજાએ કહ્યું પ્રિયા તમારૂ કહેવુ હું સમજુ છુ, છતા હું કાંઈ તેવો મુર્ખ નથી કે ખાત્રી કર્યા શીવાય તેમને હાજી હા કહેનારા કહુ, ખાત્રી થવાથીજ આજ જીવને ચૈન પડતુ નથી ને જો તે પ્રમાણે તેઓ વર્તશે તો રાજનું ને પ્રજાનુ

બુરૂ થવા સભવ હોવાથી મન દુખાય છે, અને તેને લીધેજ આજે નીસાસાના ઉદગાર બહાર પડી ગયા છે.

રાણીએ કહ્યુ, પ્રાણનાથ ! હજી પણ પુર્ણ ખાત્રી કરો, ખાત્રી કરવામા કદાપી આપની ભુલ ન થઈ હોય !

રાજાએ કહ્યુ ભુલ શેની આજની ખાત્રીથી મારા મનને નિશ્ચય થયો કે આવી મધ્યરાત્રીને મધ્યાનકાળ કહુ તો તેઓ મારી ભુલ કાઢી મને શીક્ષણ આપવાને બદલે મધ્યા કાળ કબુલ કરશે

રાણીએ કહ્યુ, પ્રાણનાથ ! આવી મધ્યરાત્રીને મધ્યાન કાળ કબુલ કરશે ! તે વાત સંભવીત નથી શુ તેવા તેઓ મુર્ખ છે ? ને જો મુર્ખ હોય તો રાજકાજ તેમનાથી બનેજ કેમ ?

રાજાએ કહ્યુ, તેઓ મુર્ખ નથી પણ મારૂ કહેલુ સાચુ ઠરાવી મને રાજી રાખવા ધારે છે પણ સમજતા નથી, તેમનુ આ વર્તન મને નારાજ કરે છે, આજની બીનાની અવધી છે મે ફકત તેમની પરીક્ષા જોવા માટેજ ખોટો ન્યાય કરી ખોટો ઈનસાફ આપ્યો, પણ પ્રધાનજી કે દીવાનજી કશુ બોલી શકયા નહી

રાણીએ કહ્યુ, એવો શો ઉધો ન્યાય કર્યો, એવો શો

ખોટો ફેસલો આપ્યો, કે જેમા પ્રધાનજી વીગેરે કોઈ કાંઈ બોલી શકયા નહી ?

રાજાએ કહ્યુ પ્રિયા ! આજના દરબારમા એક વાણીઆનુ એક કણબી પાસે લેહેણુ હતુ તે બાબતનુ કામ હતુ કામ ચાલી ગયુ, સાક્ષીઓ લેવાઈ ગયા, બાદ કામનો ચુકાદો આપવાનો વખત આવ્યો ત્યારે પ્રધાનજી આદી નોકરોની પરીક્ષા કરવા માટેજ ખોટો ચુકાદો આપ્યો કે કણબીએ વાણીઆનુ લેહેણુ વ્યાજ સાથે ચુકાવી આપવુ, પરતુ ચોખ્ખો અન્યાય છતા પ્રધાનજી વીગેરે કોઈ નોકર કાંઇ બોલ્યાજ નહી

રાણીએ કહ્યુ, વાણીયાનુ લેહેણુ વાણીઆને અપાવ્યુ, તેમા અન્યાય શાનો ? લેહેણદારને લેહેણુ અપાવવુ તે કાંઇ અન્યાય કહેવાયજ નહી, તો પછી કોઇ શુ બોલી શકે ? જો તે વાણીઆનુ લેહેણુ વાણીઆને ન અપાવ્યુ હોત તો તેઓ કાંઇ કહેત, પણ દેખીતો ન્યાય તેમા તેઓ શુ કહે ?

રાજાએ કહ્યુ પ્રીયા તમારૂ સમજવુ ફેર છે અન્યાયને ન્યાય મારાથી કહેવાયજ નહી પરતુ વાણીઆનુ કણબી પાસે કાંઇ લેહેણુ નહોતુ પરતુ વાણીયાનો કણબી પાસેથી ખોટી રીતે પૈસા લેહેણા બતાવી તે લેહેણુ લેવાનો દાવો હતો વાણીઆની જુબાની લેવઇ તેમા વાણીઆએ કહ્યુ એક

માણસ પાસે મને દસ્તાવેજ લખાવી આપીને કણબીએ રૂપીયા વ્યાજે લીધા છે પરતુ કણબીની જુબાની લેતા તે ભણેલો અને હોશિઆર છે તો પછી બીજા પાસે દસ્તાવેજ લખાવી આપવાનુ તેમજ વાણીઆએ બીજા પાસે દસ્તાવેજ લખાવી રૂપીઆ ધીરવાનુ કાઇજ કારણ નહોતુ તેમજ સાક્ષીઓ પણ જુબાનીમા જુઠા પડયા પછી ખોટુ લેહેણુ કેમ નહી ? લેહેણું ખોટુ ખત ખોટુ સાક્ષીઓ જુઠા છતા પ્રધાનજી વિગેરેની પરીક્ષા કરવાના હેતુથી ફેસલો ખોટો આપ્યો છતા તેઓએ હાજીહા કર્યા કર્યું

રાણીએ કહ્યુ, તો તેમની ભુલ ખરી રાજાએ કહ્યુ ભુલ શેની ! હાજીહા કહી મને રાજી રાખવા એજ ધણીનુ નીમક ખાવુ તો પછી ધણીની થતી ભુલ મોહો પર કહેવી તે દરેક નોકરોની ફરજ છે ને તેમ કહેવાથી ધણી નારાજ થાય તો ભલે, ગુસ્સે થાય તેની પરવા નહી, નોકરીથી બરતરફ કરે તો કાઇ ચીતા નહી સાચાને શેર જુવાર હમેશા ઈશ્વર આપી રહેવાનોજ, પરતુ ધણીને રાજી રાખવા બદલ અગર ધણીના ગુસ્સે થવાને લીધે, અગર નોકરી પરથી બરતરફ કરશે તેની બીકથી જે નોકર, ધણીએ કરેલું ખોટુ અગર ખરૂ ધણીના મોઢે નહી કહે તો ધણીએ કીધેલ પાપના જવાબદાર ધણી નથી, પણ તે નોકરજ છે. કારણ તે લુણમા તેનો ભાગ છે. ધણી નોકર રાખે, તે

પોતાનુ કામ સભાળી લેવા માટે અને પોતાની કદાપી કાઇ ભુલ થાય તો નોકર મારફત જાણવા માટેજ, નોકર રાખે છે છતા તે પ્રમાણે ન વર્તતા ખોટી રીતે હાજીહા કરે, તેનુ પાપ નોકરને માથે કેમ નહી ધણી નારાજ રહે તો એ શુ ? ગુસ્સે થાય તોએ શુ ! નોકરી પરથી કાઢી મુકે તોએ શુ ? પરતુ સાચો નોકર કદાપી કાળે ખોટાનુ ખરૂ નહી કહે તે નહીજ કહે ને ખરી વાત ધણીના મોઢા ઉપરજ કેહેવાનો અખુઅ ધણી હશે ને સુગભાઇથી તેવા નોકરને રજા આપશે, તો તેવાને હમેશા ઇશ્વર મદદગાર છે અને તેના કરતા સારા ધણી રાખવા તૈયાર છે પણ આપણા નોકરો જેવા તો ધણીનુ સદતરને માટે સત્યાનાશ વાળનાર છે, તે ઉધાડુજ છે માટેજ નીસાનાના ઉદગારો નીકળે છે

રાણીએ કહ્યુ. પ્રાણ પ્રભુ માણસ માત્રની ભુલ થાય છે, તો કદાપી તેમની ભુલ થઇ હશે, તેમા આપ આટલા બધા ગુસ્સે શા માટે થાઓ છો, તેમને મનજુત આપો, કે હવેથી તેવી ભુલ ન કરે

રાજાએ કહ્યુ તેમની ભુલ નથી પણ જાણ પણ છતા મને રાજી રાખવાની તેમની હાજી હા છે. તેમ મારી તો ખાત્રી થઇ ચુકી છે

રાણીએ કહ્યુ, પ્રાણેશ ! કદાપીઆપની ભુલ ન થતી

હોય માટે વીચાર કરો, અને એ પ્રમાણે તેમને દોશીન ગણી તેમના ઉપર ગુસ્સો નહી લાવો

રાજાએ કહ્યુ. રાણી, એ વાત હવે રહેવાદ્યો મારૂ મગજ હાલ ઠેકાણે નથી મારા તપેલા લોહીને વધુ નહી તપાવો મારી તો ખાત્રી થઇ ચુકી છે કે આ મધ્ય રાત્રીને તેઓ પાસે મધ્યાનકાળ કબુલ કરાવુ

રાણીએ કહ્યુ પ્રાણેશ ! આપની ભુલ છે શુ તેઓ એટલા બધા મુર્ખ છે, કે આવી શાંત મુનેમની મધ્ય રાત્રીને તેઓ મધ્યાન કાળ કહેશે

રાજાએ કહ્યુ મારી તો ખાત્રી છે કે ચોકસ કહેવાનાજ તમારૂ માનવુ જુદુ છે, રાણીએ કહ્યુ, મારી તો ખાત્રી થતી નથી રાજાએ કહ્યુ જો ખાત્રી ન થતી હોય તો કાંઇ શરત કરો એટલે ખાત્રી કરાવી આપુ

રાણીએ કહ્યુ તમારી ઇચ્છા મુજબ શરત કરો, તો મારે કબુલ છે. પ્રાણનાથ? આપનુ મગજ આજ ઠેકાણે નથી એમ મને લાગે છે, રાજાએ કહ્યુ મગજ ઠેકાણે છે કે નથી તેની ખાત્રી હુ તમોને હાલ આપુછુ, પણ શરતમા એટલુજ કે જો હાજી હા કહેનારાઓથી આ મધ્ય રાત્રીને તેમના મુખેથી મધ્યાન કાળ કહેવરાવી તમોને ખાત્રી કરી આપુ તો તમારે બાર વરસ વનવાસ જવુ, કેમ શરત કબુલ છે?

રાણીએ કહ્યુ, હા કબુલ છે, (રાણીએ વિચાર્યું એતો મશ્કરી કરે છે) રાજાએ કહ્યુ, જો જો ? રાણી, હુ એક વચની છું, પછી પસ્તાશો, માટે હજી પણ શરત કબુલ કરતા પહેલા વિચાર કરો

રાણીએ વીચાર્યું કે એક ઘડી પણ મારાથી વીખુટા રહી શકતા નથી, તો પછી બાર વરસ કેવી રીતે રહી શકનાર છે પણ પ્રથમ તો આ મધ્યરાત્રીનેજ મધ્યાનકાળ કહેવરાવી શકનાર નથી, તો શરત કયા રહેવાની છે છતા કહેવરાવશે તો પણ મને સગર્ભાને વનવાસ મોકલે તેવુ કદા ી કાળે બનવાનુ નથી, માટે નોકરોનું પાણી તો જોવુ ? (રાજાજીને) પ્રાણનાથ ! જાઓ કબુલ છે મારી ખાત્રી કરી આપો, આ મધ્યરાત્રીને મધ્યાનકાળ કહેવરાવો

રાજાએ તુરત પ્રધાનજી, દીવાનજી. સેનાધિપતી, અને નગર શેઠ, એ પ્રમાણે ચાર માણસોને રાજાજીને હાલ ને હાલ તમારૂ કામ પડયુ છે માટે અ ત પુરમા બોલાવે છે. એવી શેવકને આજ્ઞા આપી, શેવકને આજ્ઞા મળતા ચારે જણને બોલાવી લાવવા તેમના ઘર તરફ ગયો



# પ્રકરણ બીજું.

## હાજી હા કહેનારા નોકરોની પરીક્ષા રાણીની હઠ અને દેશવટો.

ચારે જણ પ્રધાનજી, પ્રધાન સેનાધિપતી અને નગર શેઠને તેડી શેવક રાજા પાસે આવ્યો અને તેમના આવવાના ખબર આપ્યા, ખબર મળતા રાજાએ ચારે જણને અંતપુરમા પ્રવેશ કરવા આજ્ઞા આપી, આજ્ઞા મળતા ચારે જણ રાજાજીની સમક્ષ આવ્યા, અને સવિનય પ્રણામ કર્યાં રાજાજીએ તેમને યોગ્ય આસને બિસવાની આજ્ઞા આપી આજ્ઞા મળતા ચારે જણ યોગ્ય આસને બીરાજમાન થયા

તેઓ બીરાજમાન થયા ત્યા રાજાએ કહ્યુ, પ્રધાનજી! આ ગ્રીષ્મ રૂતુનો મધ્યાનકાળ જીવને ચેન પડવા દેતો નથી ને તન મનને તાપથી હેરાન કરે છે

પ્રધાનજીએ વિચાર કર્યો, કે આજે મધરાત્રીને રાજાજી મધ્યાનકાળ કહે છે તે એવુ સમજીને કે મારૂ બોલ્યુ ખરા બર છે ને નોકરો મારા વિરૂધ બોલે તેમ નથી તેવુ સમજી આ શબ્દો કહ્યા છે, તો મારે શા માટે મધ્યરાત્રી કહેવી જોઇએ. એવો વિચાર કરી પ્રધાનજીએ કહ્યુ, સત્ય છે કૃપા નાથ! ગ્રીષ્મ રૂતુનો મધ્યાનકાળ તપે અને તપાવે એમા નવાઇ શી?

રાજાએ કહ્યું દીવાનજી ! આવા મધ્યાનકાળના સમયે કેવી રીતે તનને શિતળતા મળે ! તાછટાના પખાથી નંખાતો પવન પણ ઉષ્ણતા ભર્યો આવે છે ઠંડા પાણીની ઠંડક પણ પાણી શરીર ઉપર પડે તેટલાજ વખતની, તો પછી શુ કરવું ? કે બધો વખત તન મનને શીતળતા મળે

દીવાનજીએ વિચાર્યું કે પ્રધાનજી હાજી હા કહેતા આવ્યા તો મારે શા માટે તેમના મતને મળતું ન થવુ ? એવો વીચાર કરી કહ્યું, કૃપાનાથ ! ફુલ બગીચામા ચોતરફ ફુવારા ઉડતા હોય, અને સુગધી પવન વાતો હોય, ત્યા આપના કહેવા મુજબની શીતળતા મળી શકે ખરી

રાજાજીએ કહ્યુ. સેનાધિપતી ! તમારી ધ્યાન તે બાબતમા શી પહોંચે છે ? ફુલ બગીચામા તપતો મધ્યાન કાળનો સુર્ય શું અસર કરતો નથી ? જેવી લુ બધે વાય તેવીજ લુ ત્યા પણ વાય, તો પછી ઠંડક શાની ? ફક્ત સુવાસીત હવા મળે, તે શીવાય બીજી ઠંડક શેની ?

સેનાપતીએ વીચાર કર્યો, કે સર્વે જણા રાજાના મતને મળતા થયા, તો મારે શા માટે મળતા ન થવુ, એવો વીચાર કરી કહ્યું કૃપાનાથ ! આપનું કહેવું સત્ય છે. પરંતુ મને ધારવામાં એમ આવે છે કે શરીરે ચદનનો લેપ કરી તેવી જગ્યામાં બેસવાથી આપના મન માનતી ઠંડક મળે ખરી.

રાજાએ કહ્યુ નગર શેઠ ! અતારે મધ્યાન કાળ સમયે આપ શુ કરતા હતા ? આવો તાપ આપ કેવી રીતે સહન કરી શકો છો ? આકાશે ઉગેલા સુર્ય સામુ તો જુઓ ! જાણે પૃથ્વી ઉપર પ્રલય કરવા સરખુ કાળ રૂપ ધરી કેવો પુર્ણ તપી રહ્યા છે ?

નગર શેઠે વીચાર્યું કે જયારે ત્રણે જણા એક મત થયા, તો મારે શા માટે વિરૂદ્ધ પડવુ જોઇએ, એવો વીચાર કરી કહ્યુ, કૃપાનાથ દેવતા દેવતાનુ, ને સમય સમયનુ કામ બજાવે જાય છે, જયારે મધ્યાનકાળે ન તપે, તો પછી તેનો તપવાનો બીજો સમય કીયો છે

રાજાએ કહ્યુ, તમો ચારે જણ છજામા જઇ જુવો, સુર્યની લાલાશ જાણે કે અ ગારા ખરતા હોય તેવી રીત કેમ ભભુકી રહી છે ? ચારે જણે કહ્યુ કૃપાનાથ ! સુર્ય સામે કેવી રીતે જોઇ શકાય ? રાજાએ કહ્યુ આ સામે પડેલા કાચને એક તરફથી મેશવાળો કરી જુઓ, એટલે જોઇ શકાશે

આ પ્રમાણે રાજાજીનુ કહેલુ થતા નગર શેઠે ઉઠી કાચને દીવાપર ધરી એક તરફથી મેંશવાળો કર્યો, ને જેવી રીતે સુર્ય સામુ જુવે તેવો ઢોગ કરી, ચારે જણા એક પછી એક જોઇને પાછા આસન ઉપર આવીને બેઠા, અને કહ્યુ, કૃપા-

નાથ ! આપના કહેવા મુજબ કાચના પ્રયોગથી હમો બરો-બર જોઇ શકયા. સુર્યનારાયણની લાલાશ અને તે પણ આવા મધ્યાનકાળની લાલાશમાં શું બાકી હોય

રાજાએ કહ્યું પ્રધાનજી ! જેવી લાલાશ છે, તેવોજ સખત તડકો છે અને તેવીજ સખત ગરમી છે તમો ચારે જણને કેમ લાગે છે ? ચારે જણે કહ્યુ મહારાજ ! અત્યારના સખત તડકાથી અને તાપથી, શરીર આકળ વીકળ થઇ ગયા છે, અને પરસેવાથી પલળી ગયા છે અત્યારના મધ્યાનકાળનો તાપ અવધિ છે.

રાજાએ કહ્યું પ્રિયા ! અત્યારના સુર્યનો તાપ તમારા કોમળ શરીરે સહન થતો નહી હોય ! રાણીએ રાહ્યુ, નાથ ! હવે સહન થાય છે, બરોબર સમજાય છે.

ગાયન ૧

( હુ આધળી મનમા ) એ રાહ

હું મુરખી આપનુ ન માન્યુ જરીરે
પણ અંતમા નાથ હુ ખોટી ઠરીરે—
આવા હાજી હા બોલા નહોતી જણાતીરે
તેથી શંકા નાથ વચને આણી હતીરે—
મધ્યરાત્રી તે બપોર આ પાપીતણારે
બોળી ન્યાય ને રાજ તે કરે ફનારે.

ધિક્કાર છે ચંડાળ તમને અનીરે
આવા હાજી હા કહેનાર નહોતી જાણતીરે—
બન્યા પ્રધાન દિવાન ને સેનાપતીરે
સાથે નગર શેઠ તમો પણ મુઢ મતીરે—
પ્રાણપ્રભુ ઉદગાર સત્ય આપનારે
સત્ય નેકી ટેકીને તે પીડે ઘણા—
હોડ જીતીઆ છો નાથ હું હારી પડીરે
ફરમાવો મન માન્યો હુકમ આ ઘડીરે—

——( ૦ )——

રાણીએ કહ્યુ, નાથ ! આપનુ કહેવુ અક્ષરે અક્ષર સાચુ છે, તેમજ આપના નીસાસાના ઉદગારો પણ સાચાજ છે બીજો હાજી હામા નતોષ માનનારો રાજા ભલે સતોશ ને, પણ નેકી અને ન્યાઇ રાજાને તેમની હાજી હા તે એક કટારીના ઘાવ સમાનજ છે આહા ! હા ! આવી ! મધ્યરાત્રીને બપોર, મધ્યાનકાળ કહેતા શરમ ન આવી ? શેની શરમ આવે ! રાજાજીને ખુશી રાખવા મધ્યાનકાળ કબુલ કર્યા, પણ મુર્ખાઓ ! એમ પણ ન સમજ્યા કે હમારી પરિક્ષા જોવા માટેજ મધ્યાનકાળ કહ્યા, છે મુર્ખાઓ ! રાજાજી પ્રધનાદી ભારી નોકરો રાખે તે છે શુ હાજી હા કહેવરાવવા માટે રાખે છે ? ના, ના, પરન્તુ પોતાની થતી ભુલ સુધરાવવા માટે નહી કે આવી રીતે ન્યાયનુ રાજ્યનું તેમજ

પ્રજાનુ નુકશાન વાળવા માટે, રાજાની થતી ભુલ મોઢે કહે-વાથી રાજા શુ બચકુ ભરનાર હતા, કે ગુસ્સે થનાર હતા, કે શુ તમોને નોકરી પરથી રજા આપનાર હતા? પોતાની થયેલી ભુલ નોકરોના મોઢેથી સાંભળીને નોકરોપર ગુસ્સે થાય તો રાજા શાના? મન મોજીપણે વરતવુ તે રાજાનુ લક્ષણ નથી, ને તે પ્રમાણે જે રાજા વરતે તે રાજ્યનુ તેમજ રૈયતનુ શુ ભલુ કરી શકે? કાંઇજ નહી, તેને તમારા જેવા નોકરો મળે તો પછી જોઇલો, થોડી મુદતમા રાજ્યની પાયમાલી આતો ચારૂ છે, કે ન્યાય અન્યાયને તેમજ ભુલ ચુકને સમજવાવાળા છે, નહીતો અન્યાય ન્યાયમા કુટાય ને નીરદોશી માર્યા જાય; પરન્તુ કદાપી ભુલે ચુકે કાંઇ અન્યાય થાય, તો તેનુ પાપ તમારે ભોગવવાનુ છે તેવી પક્કી ખાત્રી રાખજો રાજ્યનુ નીમક હક કરવાને બદલે હરામ કરો છો તો તમારૂ શું સારૂ થશે? એક કુતરૂ પણ ધણીનો ખાધેલ ટુકડો રોટલો હરામ નહી કરતા હલાલ કરે છે, તેવી ગતીમા તમને મુકવા યોગ્ય નથી; ધન્ય છે તે નોકરને કે જે પણ ધણીનું નીમક હક કરી ધણીની ભુલ ધણીના મો ઉપર કહી તે સુધારે, છતા ધણી પોતાની ભુલ કબુલ ન કરે ને ધણીને સમજાવી કબુલ કરાવે છતા પણ ધણી પોતે પોતાની ભુલ કબુલ ન કરે તો ધણીની આજ્ઞા થઇ ધણીની ઇતરાજી મેળવે, હમકાને પાત્ર થાય, નોકરીથી દુર થાય, તેની પરવા ન રાખે તેવા નોકરોને લાખો ધન્યવાદ છે.

છપય.

સાચા નોકર તેહ ધણીનું રૂડું કરતા,
સાચા નોકર તેહ ધણીના દુખે મરતા,
સાચા નોકર તેહ ન પરવા કોઈની રાખે,
સાચા નોકર તેહ નહી અન્યાયને સાંખે,
નોકર નીમકહલાલ તે ભુલ શેઠની મુખે કહે,
જેઠા કહે તે નોકરોની દીનપરદીન ચઢતી રહે

---

એવા નોકરોની હમેશા જે બોલાય છે, ને તેવાનાં પગલાંને હજારો જણ ચહાય છે નહી કે તમારા જેવાઓને, તમારા જેવા નોકરો તે નોકર રે નહી, પણ પૂર્વ ભવના આવીને વળગેલા પાપ છે, ને તે તમારા મુખપર દેખીતા આપો આપ છે; મોટે હોદ્દે ચડયા તેથી શુ થયું ? પણ પાપીઓ રાજાએ કરેલો અન્યાય તેને હાજી હા કહેવાથી ન્યાય મેળવનારના અંતકરણ નીસાસા તમોને કેમ નહી લાગે? જો આવા જાણતી હોતતો કદાપી પતીના બોલવા ઉપર અવિશ્વાસ લાવત નહી, પણ ભવિષ્યે ભુલ ખવરાવી; ભાવીએ ભુલાવી, કે જેથી આવી વખતને લાવી, (રાજાને) પ્રાણ પ્રભુ, હવે આપને જે કરવુ હોય તે કરો.

રાજાએ કહ્યુ, કરવાનુ શું હોય ! કાળો પોશાક પહેરી તૈયાર થાઓ અને વનવાસ જાઓ તેજ, રાણીએ કહ્યું નાથ !

આવી રાત્રીને સમે ? રાજાએ કહ્યું હા રાત્રી અજવાળી છે છતા અંધારી હોય તો એ સાચા ક્ષત્રીઓ વચન ભંગ થતા નથી, તે તમથી કયા અજાણ્યુ છે. જો કે તમારો પ્રેમ ઘડી પણ વીસરનાર નથી. છતા વચનને લીધે લાચાર છુ, રાણીએ કહ્યુ. નાથ ! સવાર પડતા સુખેથી દેશવટો દેજો પણ રાતની ગતતો રહેવા દ્યો, રાજાએ કહ્યું ના, એક ઘડી પણ નહી, તો પછી સવાર કેવુ. દ્વારપાળ જા માવત ને કહે કે કાળો રથ કાળા ઘોડા જોડી તૈયાર કરી અહી લાવે દ્વારપાળે કહ્યું જેવો કૃપાનાથનો હુકમ

હુકમ મળતાં દ્વારપાળ રથ જોડાવા ગયો; રાણીએ કહ્યુ નાથ મને સગર્ભાને અત્યારે રાત્રીએ દેશવટો આપો છો તેથી અઘોર જંગલમાં છળવાથી અગર ભયથી ગર્ભને નુકશાન થશે. માટે હાલ રહેવા દ્યો, ને સવારમા સુખેથી દેશવટો આપજો. રાત્રીને સમયે એકલી હુ કયાં જઇશ ? અને જંગલી જાનવરોની ભુમો હુ કેવી રીતે સહન કરી શકીશ !

રાજાએ કહ્યું, તેને માટે લાચાર ! જો કે મને ઘણુ લાગે છે, પણ વચન એજ શબ્દ આડે આવે છે માણસની કીમત એક વચનમાજ સમાયેલી છે; જે માણસ વચનનો જુઠો છે, તે માણસ નર નહી, પણ ખર છે, આદમી નહી પણ હેવાન છે.

રાણીએ કહ્યુ, નાથ ! જેવી તમારી ઇચ્છા તમોને વચન ભંગ કરવા ઇચ્છતી નથી, મારૂ પુરૂ થવા કાળ તેથીજ આ પાપીઓના ભરૂસે ભુલી પડી, હુ નહોતી જાણતી, કે કાળી ગતને અધોર કહેશે મોરના પીછા ખોશી દેખાવમા ઉજળી ચામણા દેખાતા કાગડાઓને મોર સમજવામા ભુલ ખાધી ને છેવટમા તેમના કા કા ના શબ્દો નીકળતાજ કાગડા પીછાણ્યા, કાગડા પાસે ગમે તેટલા મોતી વેરો, પણ વીષ્ટા વીના બીજી ચીજ ગ્રહણ ના કરે તે નાજ કરે, (ચારેને) પાપીઓ. તમારી હજી હાનુ ફળ મારે ભોગવવુ પડે છે (રાજાને) નાથ ! હું ભુલી પણ આપ આ કાગડાઓથી ચેતીને ચાલજો,નહીતર પસ્તાશો.

માવતે કહ્યુ કૃપાનાથ ! આપના કહેવસબ્યા મુજબ કાળો મારો જોડી લાગ્યો છુ. રાજાએ કહ્યું પ્રીયા પધારો- તમને અળગા કરતા મારા મનને ઘણોજ ખેદ થાય છે પણ લાચાર, હરીશ્ચંદ્ર જેવાએ સ્વપત્નીને એક સત્યનેજ ખાતર વેચી પોતે ઢેડનુ દાસત્વ ઉઠાવ્યુ હતું કારણ રાજાએ સત્યની ખાતર પોતાનુ ચોવન બ્રાહ્મણ રૂપમા ભગવાને માગ્યુ હતુ તેમને આપ્યુ હતુ સગાળશા શેઠે પોતાના પુત્રનો વધ કરી તેની માટી રગત પચીઆ સાધુ રૂપ ભગવાનને અર્પણ કરી હતી, તો પછી હુ તે સત્ય કેમ ચુકુ

પ્રધાન આદી ચારે જણે કહ્યુ, સબાજી મજબ થાય

છે અમારા પાપે સતી રાણી દુર દશાને હવાલે જાય છે, માટે કૃપાનાથ ક્ષમા કરો, સગર્ભા સતી રાણી ઉપર દયા ધરો.

રાજાએ કહ્યું તમારે કોઈને કાંઈ બોલવાની જરૂર નથી તમો તમારે ઘેર પધારો ભાવી ભાવ બળવાન છે (રાણીને) પ્રીયા હવે પરવરો સતી તારામતીની માફક ધીરજ ધરો ઈશ્વર સઉનો સાહાકાર છે સાચાનો મદદગાર છે, તે તમારૂ રક્ષણ કરશે. તમારા વિયોગનો કારી જખમ આ હૃદયેથી ખસનાર નથી, તમો તથા તમારૂ હેત એક ઘડી પણ વીસરનાર નથી. તમારી માફક મારી જીંદગી પણ તમારી ઝુરનામાજ થશે. તેમ કરતા બાર વરસ પુરા થશે પછી ઈશ્વર ઈચ્છા તો તમારો ભેટો થશે. નહી તો છેલા રામ રામ.

રાણીએ કહ્યુ નાથ ! ધીરજ ધરો, વચન પાળવા ખાતર દેશવટો આપો છો, તેથી દુખી નહી થાઓ. મને અભાગણીને વીસરી જાઓ, નાથ ! વિસરી જાઓ મને સભાળી તમારા દિલને દુખી કરતા નહી. પરંતુ નાથ ! મારી એક અર્જ છે, તે એ કે મને કદાપી પુત્ર પ્રસવે, તો તેની ઓળખ આપતે કેવી રીતે પડે ! માટે તમારી વીંટી આ દાસીને આપો, જે વીંટી ઓળખ તરીકે રાજકુમારને આપીને ઓળખાણ અપાવી શકુ

રાજાએ કહ્યું, ભલે; એમ કહી પોતાની વીંટી રાણીને

આપીને રડતા અંત,કરણે રાણીને રથમા બેસાડી; રાણીએ કહ્યું, પ્રાણનાથ ! મારા આપને છેવટના પ્રણામ છે, આપ મને હંમેશને માટે વીસરી જજો, ને આપને ઇશ્વર હમેશા સુખી રાખે, એવી મારી પ્રભુ પ્રત્યે માગણી છે, (રાવતને) રથ ચલાવ, આજ્ઞા થતા રાવતે રથ હાંકયો. ને રાજા રડતા અંત કરણે અંત પુર તરફ ગયા, અને શોક સાગરમા ગીરફતાર થયા

## પ્રકરણ ૩ જું

—(०)—

### વનમાં રાણી પુત્ર પ્રસવ અને પશ્ચાતાપ.

માવત પાછલી રાત્રીએ બાર ગાઉના વનવગડામા રથ હાંકી લાવ્યો, અને રાણીને કહ્યુ, રાજ માતા ! હવે આપ રથમાથી ઉતરો, અને આપની ઈચ્છા હોય ત્યાં પરવરો, માતાજી ! આપને આવા ઘોર જંગલમા મુકીને જતા મારો જીવ કબુલ કરતો નથી, પણ ધણીનો હુકમ તેથી લાચાર, ધણીનુ નીમક ખાઇને હક કરવુ તે હરેક નોકરોની ફરજ છે, માટે માતાજી ! કૃપાળુ માતાજી ! મારો દોશ મનમાં લાવશો નહી.

રાણીએ કહ્યુ ભાઇ એમા તારો મુદલ દોશ નથી.

બનવા કાળ બને જાય છે જ્યારે આવુ બનવુ સરજેલુ, ત્યારે મને આવી કમતડી થાઇ, જેથી પ્રાણનાથના વચનમા શકા આણી. તેમના ના કહેવા છતા સરત કબુલ કરી ને હાથે કરીને આ દશાને વરી, તેમા તને શા માટે દોષ આપુ.

માવતે કહ્યુ માતાજી ! આવી ભયકર રાત્રીને વીશે આપની સુકોમળદેહ જેણે તાપ કે તડકો જોયેલો નથી ને મહેલ બહાર પગ મુકેલો નથી તેવા પવિત્ર રાજ રાણીને આવા ઘોર જગલમા ભયકર ક્રુર પ્રાણીઓને વચમા મોકલાવતા રાજાજીનો કેવી રીતે જીવ ચાલ્યો ? રાજાઓના હ્રદય ઘાતકી તો ખરા, રૈયતને તેમના કર્મની યોગ્ય શીક્ષાઓ આપી તેમના હ્રદય તે કામમા ઘડાઈ રહેલા, એટલે તેમનો જીવ આવુ ઘોર કૃત્ય કરતા ચાલી શકે, માતાજી હમો ગરીબ છીએ છતા, પણ કદાપી નોકરીથી પેટનુ પોષણ ન થાય તો છેવટ ભીખ માગી બૈરાં છોકરાનું પોશણ કરીએ, પરતુ આવુ ઘોર કર્મ હમારાથી તો નજ બને, કારણ એક તો ઘર ભાગવાની પીડા, અને બીજી દુનિયાની લાજ, કદાપી રાજાજી એવુ કર્તવ્ય હમારા હાથથી થાય, તો દુનિયામાં મો કાઢીને બોલવા સરખું પણ ન રહે, પરતુ રાજાજી તો મોહોટા લોક રહ્યા, એટલે કોણ કહે ? પરતુ હમોને તો તરત મોહો ઉપર કહે, પણ અને કોઇ બૈરીપણ આપે નહી, રાજાજીને વાત કરતા એકની એકવીસ, એટલે

મરજી પ્રમાણે વર્તે; શું તેઓ આપ સરખા પવિત્ર અને
સગર્ભા રાણીને વનમા મોકલી કષ્ટ આપતા ઈશ્વરથી પણ
બ્હીતા નહી હોય !

રાણીએ કહ્યું, ભાઇ તારા સમજવામા ફેર છે. ક્ષત્રીયો
માત્ર વચનને માટે માથા સુદ્ધી દીયે છે, તો પછી સ્ત્રી પુ-
ત્રની શી વીસાત ? પોતાના સ્ત્રી પુત્રો કરતા વચનની કી-
મ્મત વધારે ગણે છે અને વચનની ટેકને લઇનેજ અવટ કી
કહવાણા છે

સતજુગમા જો, ફરસુરામે પોતાની માતાનો વધ કર્યો
તે એક વચનનેજ માટે, પાડવો વનવાશ ગયા અને એક
વરસ વેશ બદલી વૈરાટ નગરમા ગુપ્ત રહ્યા, તે પણ વચ
નનેજ ખાતર, હરીશ્ચંદ્ર રાજાએ પોતના સ્ત્રી પુત્રને વેચી
ઢેડનુ દાસત્વ ઉઠાવ્યુ, તે એક વચનનેજ માટે, તો પછી
જોધપુરની પવિત્ર ગાદી ઉપર બેશી ને જોધાણનાથ પોતાનુ
વચન કેમ જવાદે.

ભાવને કહ્યું માતાજી ! હુ તો અજ્ઞાન છું, તેથી શું સમજુ !
મારામા આપના જેવી શુહ્ય બુદ્ધિ ક્યાંથી હોય, હુ તો
આપનો દાસ છુ, તો પછી મારામા તેવી બુદ્ધિ હોયજ. શાની ?
પરતુ માતાજી ! આવી ભયંકર રાત્રી આપ ક્યાં જાશો ?
રાણીએ કહ્યું, જયા નશીબ લઇ જશે ત્યા તુ તારી

એળે રથ લઈને આવ્યો જો, નહીતર રાજાજીના ઠપકાને પાત્ર થઈશ

માવતે કહ્યુ, માતાજી ! તમને આવી ભયકર રાત્રીને વીશે આવા અઘોર અરણ્યમા એકલા મુકીને જવા જીવ માનતો નથી, પરતુ રાજાજીનો હુકમ તેથી લાચાર મા તાજી ! આ અભાગીઆ જીવને પાપી પેટને ખાતર આવા ઘોર કર્મ કરવા પડે છે પ્રભુ ! તારી ગતી ન્યારી છે, આવા સુકોમળ રાણીને ઘોર રાત્રીમાં જંગલી અને ઘાત-કી પ્રાણીઓની વચ્ચે આવા ઘોર જગલમા તારાજ આધારે મુકુછુ, તેનુ રક્ષણ કરજે; માતાજી ! આ ઘોર પાપીનો અપ-રાધ ક્ષમા કરજો; તમોને ઈશ્વર આરોગ્ય રાખે, એવી તે દયાળુ દેવાધી દેવ પાસે મારી અરજ છે ફક્ત રાજાજીનો હુકમ પાળવો તેજ મારી ફરજ છે, માતાજી હવે હું રજા લઈશ

ગાયન.

માવત—છે પ્રણામ માહરા હે ! માતુ આપને

ક્ષમીશ કીયે ભવે આ કીધેલ પાપને—છે

પાપી પેટ કારણે આ ખોટુ છે કર્યું

ધર્મ સુખ આપનુ આ પાપીએ હર્યું—છે

રાણી—દોશ નથી તારો વીર કર્મે મુજ નડયો

કા ભોગાવો દેવ આવો દીવસ શીદ ઘડયો—

થઇ વિખુટી નાથથી હુ રાનમા પડી
દશાએ મુને ભુલવી એ પાપણી નડી-
વીરા કહેજે નાથને પ્રણામ માહારા
સુખ પામ્યુ અસ્ત વાય દુ ખદ વાયરા
મારૂ દુ ખ નવગણુ પણ પતિ અતિ દુ ખી
વિયોગે પામે દુ ખ પ્રભુ રાખજે સુખી
કહેજે જઈ નેએટલુ મુને વીસારજો
ભુલીને મુજ સ્નેહને સદા સુખી થજો
તજી પતીનો આસરો પ્રભુજીનો ધર્યો
તજાતા પતીથી સતી કર પ્રભુજીનો વર્યો
માગુછુ પ્રભુ એટલુ પતી રાખજો સુખી
આવીછુ આપ આશરે હુ અબળા છુ દુખી
છેવટના પ્રણામ મારા કેજે નાથને
મારી ચીંતા સોપી અનાથોના નાથને—

માવત-પ્રભુ વિનંતી મારી રાખો ગણી સુખમા
પ્રણામ માજી જાઉ છુ મુકીને દુ ખમા-છે

---

માવતના ગયા પછી રાણી શોક કરતી જ ગલમા ચાલવા લાગી શીયાળવાના સાદ, વાઘની બરાડ અને રી છના ઘુરક વાના નાદથી રાણીનું શરીર કાપવા લાગ્યુ, રાણીને પોતાની કંઇજ ચીતા નહોતી, પણ પોતાનો ગર્ભ કે જે રાજનો

વાન્ન તેનુ અશ્રેય ન થાય તેનીજ ચીતા હતી, પોતે વીર રજપુતાણી હોવાથી હીમત નહી હારતા એક વૃક્ષ ઉપર બેસીને રાત્રી ગુજારો કરવો એવો વીચાર કરી એક વડનુ વૃક્ષ શોધી કાઢી તે ઉપર ચઢીને વડની ડાળીઓની ઘટા મા બેઠી અને પોતાના નશીબમા આવુ નીર્મીત કરનાર વીધીને દોશ સાથે ધીટકાર આપવા લાગી.

ભલા ભગવાન ! આવો દીવશ મારે કર્મે કયાથી આવ્યો ! મે તે પુર્વે એવા શા પાપ કર્યાં હશે, કે હું આ દશાને પામી. રાજ રાણી થઈ મહેલની બહાર પગ મુકેલો નહી તો આવું ઘોર જંગલ મારા સુધી કયાથી હોય ! આવા ઘોર જંગલમા પ્રેમી પતી તરછોડીને કાઢશે, એવો વીચાર સ્વપ્નમા પણ નહોતો, છતા ભાવીએ ભુલ ખવરાવી તેથીજ નાથના વચનમાં શંકા લાવીને આ દશા હાથે કરીને વ્હોરી લીધી.

વીધી ! વીધી ! મેં તે તારૂ એવું શુ બગાડયુ હતુ. કે ભુંડી આવો લેખ લખ્યો ! મારા જેવુ તને બીજુ કોઇ ન મળ્યુ, કે હુજ તારા હાથમા આવી પણ તું શુ કરે, કરમ કરે તે કોઇ ન કરે, પુર્વ ભવનુ સચિત હતુ એવો લેખ તે લખ્યો, તેમા તને શા માટે દોશ આપુ, હવે જીવવામા પણ શો સાર છે ! પણ પતીની પાછળ થનાર વારસ મારે પેટ ગર્ભ ધારણ કર્યો છે. એજ પીડા છે હવે હીંમત હારી જવામા ફાયદો નથી અહલ્યા તારા દ્રૌપદી આદી સતીઓએ થોડા કષ્ટો સહ્યા છે ? તો મારે માથે દુ:ખ

પડે તેથી શુ થયું, હુ કયા તે સતીઓની રીતથી વર્તવામા પાછી પડીશું, કે ના હીમત થાઉં. જેમ અહલ્યાને

ગીતી.

સ્વામી શ્રાપે અહલ્યા સલ્યા થઇને પડી હતી નાહી,
છેવટ પ્રભુએ તારી નામ અમર કીધુ જગની માંહી.

તો પછી હું કેમ ડગુ ? તારામતીને પણ કષ્ટ પડવામા શી બાકી રહી છે. તે પણ રાજરાણીજ હતી, ને મારા કરતા વધારે સુકોમળ હતી પણ

ગીતી

પતિ વચને દુ:ખ વેઠી, પતી દુ:ખે જઇ પરઘર વેચાણી,
નામ અમર જગ કીધુ, હરીશ્ચંદ્ર સ્ત્રી તારામતી રાણી

એક પતીના સત્યને આતરજ દુ:ખ વેઠી પતીના દુ:ખને માટેજ વેચાણી, પરંતુ તેવી રીતે સતીઓની કસોટી કરીનેજ ઇશ્વરે આપો આપ તારી છે, તો હુ હીંમત શામાટે મુકુ ? દ્રૌપદી કે જે જગતઅબાનો અવતાર તેને કયા ઓછુ દુ:ખ પડયુ છે ?

ગીતી.

પતી સગે વન વેઠી પતી સેવમા દુ:ખ સહ્યા ભારી,
નામ અમર જગ કીધુ સતી દ્રૌપદિ પાન્ડવની નારી.

એવી રીતે સતીઓએ દુ:ખ વેઠી નામના કાઢી છે, સદાનું સુખ સતીને હોયજ નહી, દુ:ખ અને વિપત્તીજ સતીની સાચી કસોટી છે તો તે કસોટીમા નાહીંમત બનું, તો હું સતી શાની

રામચંદ્રજીએ સીતાને સગર્ભાજ તજી હતી, ત્યારે વનમા તેનું કોણ હતુ ? પણ રૂષીનો આશ્રય સ્વબળે મેળવ્યો હતો, માટે કોઈ આશ્રય મેળવી ગર્ભનુ રક્ષણ કરવા પરવી ક૰, સવાર થવા આવી છે. પોહો ફાટયો છે, ગ્વી નાગયણ ઉ૰ વાની તૈયારીમા છે, માટે હવે સુ આશ્રય મેળવવા આગળ જવાની જરૂર છે. આવા અઘોર વનમા આશ્રય મેળવવો કઠીન છે. જ્યા માણસનુ નામ દેખાતુ નથી, ત્યા આશ્રય કયાંથી મળે ? માટે ચાર્હ્ય જીવ ઝાડ ઉપરથી ઉતરી આશ્રય મેળ- વવા આગળ વધુ હીંમતથી સો લારૂ થશે ના હીંમત થવામા સાર નથી કહેવત છે કે હીંમતે મરદા મદદે ખુદ

એવો વીચાર કરી આગળ પ્રયાણ કરવા ઝાડ ઉપરથી નીચે ઉતરી, અને ચાલવા માડયુ, જે રાણીએ મહેલ બહાર પગ મુકેલો નહી, તે રાણી હીંમત રાખી કઠણ ધરતી ઉપર ચાલી જાય છે. સુકોમળ પગમા કાકરા કાટા વીગેરે ભોકાય છે, તેની દરકાર કર્યા શીવાય એક સરખી રીતે બાહ્ - રણ સ્ત્રીની માફક આગળ વધવા લાગી,

એ પ્રમાણે મધ્યાન કાળ થવા આવ્યા ત્યા સુધી ભુખ અને થાકની દરકાર કર્યા શીવાય ચાલ્યા કર્યું મધ્યાનકાળ થયા ત્યા ભુખે તે સતી ઉપર હુમલો કર્યો, તેથી રાણી ગભરાણી અને એક વીશાળ આબાના વૃક્ષની છાયે બેઠી બેશીને મન સાથે કહેવા લાગી, ભલા ભગવાન હીમતવાન થઇ થાકને તો હુ ગણુતી નથી ! પણ પાપી પેટને ભાડું

આપ્યા શીવાય કેવી રીતે નભે ? હવે આવા બીહામણા જંગલમા ખાવાનું પણ ક્યાથી મળે ! અજાણી હોવાથી ક્યાથી મેળવી શકુ, ફળ ફુલ શીવાય બીજી ચીજ મળવાની નથી, પણ તે ઝાડ ઉપરથી કોણ ઉતારી આપે બધુ દુ ખ સહેવાય છે, પણ આ ભુખનુ દુ ખ સહેવાતુ નથી હવે તો હે જગત પીતા ! આ બાળકી ઉપર દયા કરો, વિધિએ નમેરી થઈ આવા લેખ લખ્યા, પણ તમો તો કૃપા અને દયાના ભંડાર છો, કદાપી આ દાશીથી કાંઇ ભુલ થઇ હોય તો તે ક્ષમા કરી કાંઈ ખાવાનુ આપો આપ તો ક્ષમાની મુરતી છો, આવો કોપ આપને તો નાજ ઘટે

અરે ! પણ એમા ભગવાનને શા માટે દોષ આપુ ? દોશ માત્ર નશીબનો, પુર્વ ભવના સચીત પ્રાણી માત્રને ભોગવવા પડવાનાજ તેમા તેમનો શો દોશ ? મે કોઇને આ પ્રમાણે દુ.ખ પાડયુ હશે તેથી મને આ ભવ પડે છે.

મગઠી સાખી

પરભવ કરણી આ ભવ પામુ, દોષ પ્રભુનો ન જરીએ
કરણી કરતા નહી વીચાર્યું, હવે શોક શીદ ધરીએ
કીધુ પુર્વ ભવે, તેવુ જીવતું પામ હવે

જીવ હવે શોક શા માટે કરે છે ? ભુખનુ દુ ખ ભાગે એવો આશ્રય આવા જંગલમા દેખાતો નથી (ઝાડ ઉપર દ્રષ્ટી કરી ) અરે ! પણ આ આમ્રવૃક્ષ ઉપર કેરીઓ લચી રહેલી છે, ચાલ્ય પથરો મારી કેરીઓ પાડી તેથી આ

પાપી પેટને ત્રપ્ત કરૂ, ( બાજુમા જોઈ ) અરે ! પણ અહીંઆ પથરો કે બીજુ કાંઇ સાધન દેખાતું નથી, તેમજ આ વૃક્ષ ઉપર ચઢી શકાય તેવુ પણ નથી, જેથી ઉપર ચઢીને ફળ તોડી શકાય, આવા ઉત્તમ આમ્રવૃક્ષ નીચે બેશી ભુખના દુખે પીડીત થાય, એવી અભાગણી મારા જેવી બીજી કોણ હશે !

એ પ્રમાણે સ્ત્રીને દુખી થતી જોઇ ભગવાને તે સ્ત્રીના ઉપર કૃપાદ્રષ્ટી કરી વટોળીઆને મોકલ્યો, વટોળીઆને પ્રભુજીની આજ્ઞા થતાજ એકદમ તે ઠેકાણે આવી જમીનની ધુળ સુધાત ઉરાડી મુકી, જેથી ત્યા અધારૂ ઘેર થઇ રહ્યુ ફળોવૃક્ષો ઉપરથી તુટીને નીચે ઢગલા થવા લાગ્યા એવુ થોડી પળ રહી વટોળ ચાલતો થયો.

આકાશે ચઢેલી ધુળ વટોળીઓ જતા ધીમે ધીમે નીચે બેસવા માડી, અને રેતીને લીધે થયેલ અધકાર પણ નાશ પામ્યો, તેથી રાણીના જીવને શાન્તિ થઈ વટોળ બધ થતા, રાણીએ બાજુમા દ્રષ્ટી કરી, તો સખ્યા બધ કેરીઓનો ઢગ પોતાની બાજુમા પડેલો જોયો. ફળનો ઢગલો જોઇ ઘણી હરખાણી, અને વટોળને આશીરવાદ આપવા લાગી પછી મન સાથે વિચાર્યુ, ભલે માણસને આકીન ન હોય, પણ હીમતની કીંમત નથી, તેમજ સબુરીના ફળ મીઠાજ છે. સતોષ એજ સાચુ સુખનુ કારણ છે.

જો કે કાલ અત્યારે રાજ રાણી હતી અને સેવામાં સંખ્યા બંધ દાશીઓ તૈયાર હતી, પાણી માગતા દુધ હાજર થતું, તે અત્યારે ભુખના દુખે દુખી થતી નશીબને દોશ આપતી ઇશ્વર બંદગીમા ગુથાણી છુ, કહેવતમા કહ્યુ છે કે, " સુખમા સોની અને દુખમા રામ, તે કહેવત અક્ષરે અક્ષર સત્ય છે કાલ અત્યારે ઇશ્વરનુ નામ સરખુ પણ યાદ આવતું ન હતું ! શેનું આવે ? તે વખતે કયા ભુખ કે થાકની પીડા હતી એતો અત્યારે આ દુખ પડયુ ત્યારેજ યાદ આવ્યુ, અહા ! હા ! ઇશ્વર ભક્તિમા ગુલતાન થવા માટે દુખ જેવુ બીજુ એક પણ સાધન નથી. તે હવે પુરેપુરૂ સમજાયુ

આ પ્રમાણે વીચાર કરી પોતે પડેલા ફળોની ઢગલી પાસે જઇ તેમાથી પાકી સાકી સાખો વીણીને લઇ લીધી, અને તેથી ભુખને શાન્તિ આપી આગળ વધવા માડયુ. છેક સાંજના એક વૃદ્ધ સાધુના મુકામે પહોચી

આખો દીવસ કોઈ માણસ તો શુ, પણ માણસનુ પગલુ સરખુ પણ દીઠેલું નહી, તેથી આ સાધુને જોઈ મન સાથે આનદ પામી, અને તે વૃદ્ધ પાસે જઇને સવિનય પ્રણામ કર્યા

સતીને જોઈ સાધુએ પુછયું બેટી ! તુ કોન હે ? ઓર કહાંસે આતી હે ! એસા બીયાબાન જગલમે તં એકીલી

કીસ તરહકી આઈ કીસીકી તાકાદ નહી, કે જો વો જ-
ગલમે આ શકે !

રાણીએ કહ્યું, મહારાજ મે એક રાજરાની હું,
ઔર મેરા કર્મકા ફળ પાતી હું. જોગીએ કહ્યું, ક્યા કર્મ
કીયા, કે તેરેકુ ઈસ ફળ મીલા, તુમ કોન રાજકી રાની હું
ઔર કીસ ગામકી રહેનેવાલી હું વો સબ હકીકતસે મુજે
વાકીફ કર, કોઈ તરેહકા દાગ હુવા હો ઈસકુ છુપાનેકે
લીયે જુઠ બોલના નહી. એક દોષ કરકે ઈશ્વરકા એક ગુ
નહા કીયા, ઉસકુ છુપાને કે લીયે જુઠ બોલકે દુસરા ગુન્હા
કરના નહી. વો ખુબ સમજના

રાણીએ કહ્યું. હે ! પવિત્ર મહાત્મા ! મે જોધપુરકા
રાજા જોધાજીનાથકી રાણી હું અને જોધપુરકી રહેનેવાલી
હું. જો કર્મકા ફળ મે પાતી હું વો કર્મ ઈસ ભવકે નહી
પણ પુર્વ જનમે કીયા હુવા ફળ મીલા હે. બીધાતાને એ-
સાઈ લીખા હોગા જીસસે પતીકા બચનમે શંકા પાઈ.
જીસસે સુખી અવસ્થાસે છુટકે આ દશામે આઈ એ પ્રમાણે
કહી રાણી બળબળી થઈ.

સાધુને કહ્યું, એસી કોનસી શંકા પાઈ, વો મુજે સુ-
નાઓ, બેટી ! મજરાના નહી સચ સચ બાત સુનાઓ
જીસસે, મેરેકુ સમજ પડે રાણીએ કહ્યું મહારાજ આપની
ઈચ્છા છે તો સાંભળો ?

ગાયન.

રાણી—( શું કહું મારી વાત વિસ્તારી ) એ રાહ
શંકાએ મારી સુખ સહુ હારી, બની દુખીઆરી આવારી
થઈ બીચારી, રાણી. હું ભારી સગર્ભા નારી, પતી પ્યારી
બેઠી હતી, પગ દાબતી વીનોદથી પતી રીઝવતી
સંતોશવા પતી સેવથી એ ધર્મ સાચો છે સતી
નીસાસો પતીના મુખથી અણ ચીતવ્યો નીકળી પડયો
કરૂ ચંપી સેવા નાથની ત્યા કાનમાં જઈ આથડયો
દુખી થઈ હું, પતીને વીનવ્યુ, કારણ કહોને વિસ્તારી થઈ
ધીરજ આપી મુજને નથી દોશ તુજ જરીએ પડયો,
સતોશ તુજ સેવા થકી પણ જીવ બીજે જઈ ચડયો,
હાજીહા બોલા નોકરોથી રાજ્યની હાની થશે
ન્હાનાથી મોટા સર્વ સરખા, ન્યાયનુ નામજ જશે
શંકામે લીધી, સરતજ કીધી, તે શરતે હુ ગઇ હારી—થઇ
મુરખી હુ માન્યુ નહી જરી, કે નોકરો તેવા હશે
વારી પતીએ, મુજને પણ જાણ્યું નહી જીતી જશે
મધ્ય રાત્રને મધ્યાન કહેવરાવવાની હોડજ મે કરી
વીર્ધીએ મુજને ભુલવી પતી વચનમાં શંકા ધરી
મધ્યાન કીધા, પ્રભુથી ન બીધા, દીવાન શેઠને કારભારી—થઇ
હારી શરત તેથી પતીએ રાત્રીએ વન મોકલી
ક્ષત્રી કદી નહી સત્ય ચુકે, સતી નાથ વચને પળી
તજતા અતી દુખીઆ થયા, પણ બોલ અળગો નવ કર્યો

માવતની સાથે મોકલી, માવત મુકીને પરવર્યો
ત્યાથી હુ આવી, ભરોસે ભાવી, દુ ખ ઉઠાવી વની નારી-થઈ

રાણીનુ દુ ખ સાભળી મહતને દયા આવીને કહ્યુ બે-
ટી મે વૃદ્ધ હુ, ઈસ બીયાબાન જગલમે રહેતા હુ, ઓર
ઈશ્વરકા ભજન કરનેમે ગુલતાન રહેતા હુ જો ક
ઈશ્વર રાજય રાનીકી માફીક સુખ નહી મીલેગા, પરંતુ
મનમે સમજે તો સતોશ સમાન સુખ દુસરા કોઈભી નહી
હે. રાજરાની હુઈ સંતોશ ધારન ન કીયા તો ક્યા હુવા?
અછે અછે ભોજનસે ત્રપ્તી ન હુઇ તો ઇસમેભી ક્યા હુવા?
ગરીબી હાલતમે સતોશ સમજે તો રાજરાનીકા સુખ ઇસ
આગે કુચ ગીનતીમે નાહી હે

રાણીએ કહ્યુ મહાત્મા! આપનુ કહેવુ અક્ષરે અક્ષર
સાચુ છે. મહતે કહ્યુ. પણ અહીઆ રાજધાનીમાનું કીચી
ત સુખ મળશે નહી. રાણીએ કહ્યુ, જે સુખ મળશે, તે
રાજધાની કરતા પણ વીશેશ સુખ સમજીને રહીશ, મહતે
તેની પરિક્ષા જોવા કહ્યું સુન મેં મેરી લડકીકી માફીક હ્યા
રહુ પણુ-

જાયન

( રાજા ત્યા શેવા કોણુ કરશે )

મહત-નહી આ વનનું દુ ખ સહેવાશે, વિણ દાશી કહો
કેમ રહેવાશે

ગ્રહનુ કામ હાથ દેખાશે, કહો રાણી શું તમથી થાશે.
મહેલ નથી જો ઝુપડું ભારી
રાણી-તેને લીધો મહેલ વિચારી
મહંત-નહી મળે મીષ્ટાન તૈયારી
રાણી-ફળફુલ ખાઇશ હર્ષે ભારી
મહંત—પીવા માટે નથી કાંઈ ઝારી
રાણી-નીર્મળ ઝરણુ કેરૂ વારી
મહંત-વસ્ત્ર વિના દુ ખ સહેશો ભારી
રાણી—વલકલ વસ્ત્રો બની સુખકારી
મહંત-કહે શુ પાથરશે
રાણી કહે શુ પાથરશે—નહી
શાનુ ઉશીશુ કરશો રાણી
વનમા આવી રહેતા ભારી
રાણી— કોમળ રેતી પાથરી સુઇશ
બાહુનું ઉશીશુ ધારી
આકાશને ચદરવો ધારી
ચાદરણી ગણુ સખીઓ મારી
ચદ્ર રૂપી દીવાને દેખી
શાન્તિ ધારૂ દીલમાં સારી
દાશીઓ આ તરૂની ડાળો
સતોશ સ્થાપુ ચીતમાં પ્યારી

સુમીત્ર હરણ્યા ભરે ઉછાળો
પીતુ તમે મને પુત્રી વીચારો
મહંત–સુખ દુખમા સમાન
રાણી–આપણુ એ કામ છે
મહંત–સંતોશીલી ધૈર્યવાન
રાણી– સાચો સતીનો ઠામ છે
સુખ દુઃખ એ સઉ મનમા કારણ
દુઃખ વીણ રામ ન મળે ભવતારણ
જન ઉધારણ દુ ખ નીરારણ
હરદમ સુખ કહેવાશે
મહંત–નહી આ વનનું દુ ખ સહેવારો–વિણ

મહંતે કહ્યું, ધન્ય છે. તારી ધીરજને ! અને સંતોષને !' રાજ રાણી હોવા છતા આટલો સંતોશ જોઇ હું ઘણોજ ખુશી થાઉછું. જા ? આ ઝુંપડીમા સુખેથી રહે બનતી શેવા કરજે, ને પ્રભુ સ્મરણમાં હંમેશા પરવરજે. એ પ્રમાણે કહી મહંતે પોતાની પાસે એક પુત્રી તરીકે રાખી આશ્રય આપ્યો.

વ્હાલા વાચકવૃંદ ! સતીએ હીંમત રાખી ભુખ અને થાક સહન કરી મહંતના આશ્રય સુધી જઇને મહંતનો આશ્રય મેળવ્યો, અને મહંતની પરીક્ષામા પોતાની અડગ-વૃત્તીમાં સાચી નીવડી, તેમજ દરેક સુકાર્ય હીમતથી અને અડગવૃતીથી કરશો, તો જય મેળવશો તે નિ:સંદેહ છે માટે

દરેક કાર્યમા નાહીમત નહી અનતા અડગવૃતિથી કરવુ, જેથી વિજયતાને પામશો અસ્તુ

રાણીને એ પ્રમાણે મહંતના આશ્રયમા બે મહિના થઇ ગયા મહંત રાણીને પોતાની પેટની પુત્રી કરતા પણ વીશેષ ચહાતો હતો, તેવીજ રીતે રાણી પણ મહંતની પીતા સમાન શેવા ચાકરી ઉઠાવતી હતી એ પ્રમાણે દીવશો વ્યતિત થતા રાણીને નવ માસ પુર્ણ થયા ત્યા મહંતે વીચાર કર્યો કે રાણીને પ્રસુતની વખતે એક બાઇ તેની પાસે જોઇએ, એવા વીચાર કરી પાસેના શેહેરમા જઇ એક બાઇને તેડી લાવ્યા અને રાણી પાસે રાખી

એમ કરતા રાણીને પ્રસુત વખત આવ્યો ત્યા રાણીએ પુત્ર રત્નને જન્મ આપ્યો પુત્રની વધાઇ તેની મારવાર કર-નાર બાઇએ મહંતને આપી, તેથી મહંત પુર્ણ રાજી થયા. અને તેના જન્મની કુંડળી જોઇ તેમણે કુંવરનું ભવિષ્ય બાધ્યુ કે તે જોધાણનાથની ગાદી ભોગવશે. અને કુંડળી ઉપરથી તેનુ નામ અમર કુમાર પાડયુ

પુત્ર પ્રસવથી સોઢી રાણી મનમા ઘણોજ હર્ષ સાથે એદ પણ પામી, કારણ કે કુંવરના જન્મ વખતે હજારો દાશીઓ હાજર હોય, અને કુંવરની વધાઇ મળતા રાજ્યમા તેમજ ઘેરે ઘેર ધવળ મંગળ ગવાય હજારો મણ સાકરો ગામમા વહેચાય, જાચકોના ટોળેટોળા રાજ્યદ્વારે ખડા થાય,

હજારો માગણોને રાજ્ય તરફથી ઇનામો મળવાથી જન્મનાર કુંવરને, તેમજ રાજાને હજારો આશીર્વાદના વરસાદ વરસાવના ગામને ગજાવી મુકે, રાજ્યદ્વારે વાદીત્રોની નાદના શરૂ થાય, અને હજારો મંગળમય પેરવીઓ થાય, જે કુંવરનો જન્મ દીવશ આનંદ ઓત્સવનો ગણાય, તે કુંવરના જન્મ વખતે ફક્ત એકજ સ્ત્રી હાજર, અને જંગલમા તો પછી આનંદ ઓત્સવ શેનો હોય આનંદ ઓત્સવ ગણો તો ફક્ત મહંતનેજ, કે જેણે રાણીને પુત્રી તરીકે રાખી, તે પણ મનનોજ આનંદ, કારણ આવા જંગલમા ધામ ધુમ શેની કરે ? અને તેથી રાણીને ખેદ કેમ ન થાય ? પણ પુત્ર જન્મને લીધે આનંદ થયો કારણ અપુત્ર જોધાણનાથ તેના પતીનુ વાજીઆ મહેણુ જતા રાજને ભોગવવાવાળો વારસ ઇશ્વરે આપ્યો તેથી તેણે પ્રભુનો ઉપકાર માન્યો, અને મન સાથે આનંદ પામી.

---

## પ્રકરણ ૫મું.

---

એમ દીવશો ઉપર દીવશો વ્યતિત થતા કુંવર મહોટો થવા લાગ્યો, મહંત કુંવરને જીવથી પણ અધિક ચહાતા અને પુત્રની પેઠે પાલન કરતા હતા એમ કરતા કુંવરની ઉમર પાચ વરસની થઇ પાચ વરસની વય કુંવરની થઈ. ત્યા મહંતે તેને વિદ્યાભ્યાશ શરૂ કરાવ્યો. ચાર વરસમા

તેને સર્વ વીધાઓમા પ્રવિણ કર્યો. નીતી ધર્મ, ન્યાય, વ
વીગેરે દરેક અભ્યાસ કુવરે કર્યો અને નવમુ વરસ પુરૂ
થતા તે સર્વ વીધામા કુશળ થયો

સોઢી રાણી કે જેણે આ જ ગલમા સુખ સ તોશ માન્યા
હતો, ને સુખ પણ જવા બેઠુ. મહ તની તબીયત એકા એક
બગડી અને મરણ શય્યા ઉપર પડયા, અને તેમના જીવન
ની ઘડીઓ ગણાવા માડી.

મહતને મરણ બીછાને પડેલા જોઇ રાણી ગભરાણી
અને મન સાથે કહેવા લાગી કે આ જ ગલમા મ ગલ મા-
ની રહી, ત્યા પણ વીધીએ ઠરવાવારો ન આપ્યો મહતને
પીતા તુલ્ય માની પુત્ર સ ગે તેમના આશ્રયે રહી આનદ
માનતી હતી, તે પાલક પણ જવા બેઠા ! હવે આ જ ગ-
લમા અમારૂ કોણ ? અમારૂ પોષણ કોણ કરશે ? કુંવર હજી
બાળક છે, તો પછી આ જ ગલમા દીવસ કેવી રીતે નીર્ગ
મન થશે ! એ પ્રમાણે કહી વીલાપ કરવા લાગી, મહ ત
રાણીને વીલાપ કરતી જોઇ પોતે મનમા ઘણોજ ખેદ પા-
મ્યા, અને રાણીને પાસે બોલાવીને કહ્યુ, બેટી ! તું શા
માટે મનમા શોક કરે છે, ! નામ તેનો તો નાશ છેજ,
જનમ્યુ છે તે જવાનુ જ છે. તો પછી શોક શા માટે કરવો ?
જે વખતે રાજાએ દેશવટો આપ્યો, તે વખતે તારૂ કોણ
હતુ ? માણસોનો આશ્રય કાંઇજ નથી, ઇશ્વર સર્વનો આશ્ર

ચગાતા છે, તે આશ્રય આપશેજ, તેની ખાત્રી ગખ્ય. મન માથી શોક કાઢી નાખ્ય. મેં નાભળ્ય?

મહેન— ગાયન

સાચો શ્યામ સાચો શ્યામ સાચો શ્યામરે,
જેને નીરખી તું તો ઠામે ઠામ,
જગજન પાલક રામ પાલક રામ પાલક રામરે
મનમાં તું જેને, બહાર તું જેને.
જેને સકલ સંસાર,
આ બ્રહ્માન્ડની માળા તું જે વળી.
પણ નહી પામે પાર,
સઘળે જ્યોતી એની રે . જેને
આ તનનો રંગ મહેલ બનાવ્યો,
મહી ભર્યો દરબાર,
અનહદ વાજાં વાગી રહ્યા ત્યા.
જીવ રમે એક તાર
ચમકે જ્યોતિ તેનીરે . . .જેને
અકળકળા નવ જાયે કળાઈ,
એવો છે કીરતાર,
જીવ સૌ પોષે પ્રેમ ધરી પ્રભુ,
એવો એ છે દાતાર
પડે ખબર ન તેનીરે.. .. . . .જેને

માટે બેટી ! એવી ચીતા મન ઉપરથી કાઢી નાખ્ય. તને તારી અને તારા પુત્રની ચીંતા છે. પણ તેને તો આખા જગતની ચીતા છે, સ્વબળે જેવા આશ્રય અહીં મેળવ્યો તેવી રીતે બીજો આશ્રય શોધી લેજે. મારેને તારે જેટલુ ભેગુ રહેવાનો સચીત હતો, તે ભોગવી લીધો સચીત તુટતા જુદા થવાનો સંભવ આવ્યો તો તેને માટે ખેદ કરીશ નહી પોષણને માટે પણ ચીતા કરીશ નહી કીડીને કણ અને હાથીને મણ પુરૂ પાડનાર ફીરનાર હજરા હજુર છે, તેને વીસારીશ નહી, દુનિયામા સત્ય અને નેકી રાખી યત્ન કરનારને તે દયાળુ દેવ નિરાશ કરતોજ નથી, જન્મેલા બાળકને દુધ જોઇએ તે તે અગાઉથી જ નીપ જાવી રાખે છે તેવી ચીતા તે રાખે છે, તો તમારી ચીતા તેને નહી હોય ?

રાણીએ કહયુ પીતાજી ! તમારૂ કહેવું અક્ષરે અક્ષર સત્ય છે, પણ મારા નશીબમાં આવુ દુખ કયા ઘાલી મુકયુ હશે ? મે તે એવા પુર્વે શું પાપ કર્યા હશે, કે મારે આ દુખ ભોગવવા વખત આવ્યો, રાજાએ તજી, તો તમારો આશ્રય મેળવ્યો તે પણ જવા બેઠો, મારા જેવી ભાગ્ય હીણ બીજી કોણ હશે ? તમારો સ્વર્ગમા વાસ થયા બાદ હમારૂ શુ થશે ?

રાણી અને પુત્ર— ગાયન

( શુ પીતાજી આમ જાસો ) એ રાહ,

અને— હા પીતાજી આપ વિણ થાવાના રખડતા

કોઈ કરો મયા માયાળુ હુ બમા પટકતા
આપ વિના કોણુ પોશણ કરશે
માતા પુત્ર ધાવાના રળઝતા ભટકતા—હા પીતાજી

મહતે કહ્યુ પુત્રી ધીરજ વર, આવો ખોટો ખેદ નકર ધીરજના ફળ મીઠા છે અરણ્યા તાગ, દ્રોપદી આદી સતીઓના ચરીત્રો યાદ કર તેમના દુ ખો માથે તારૂ દુ ખ મગબાવીજો તે સતીઓએ એવા દુ ખો સહન કર્યા છે?

માતા— ગીતી

પતિ શ્રાપે થઇ શલ્યા, પણ નવ ધી જ અહલ્યાએ છોડી
અડગ મને દુ ખ વેઠયુ ધીર ધારી ચીત પ્રેમ ચરણે જોડી
પતી વચને વન સેવ્યુ વળી પતીના દુખે વેચાણી
અડગ મને દુ ખ વેઠયુ સાચી સતીએ હરીપદ માણી
પતી સગે વન વીચરી પતી શેવામા સહ્યા દુ ખ ભારી
નામ અમર જગ કીધુ પાચી સતીએ દ્રોપદ કુમારી

માટે વીચારી જો ! તેના દુ ખો આગળ તારૂ દુ ખ શા હીસાબનુ છે માટે બહેની મારો દેહ પડવાની તયારીમા છે આત્માએ આપેલુ ભાડુ પુરૂ થયુ છે, તો આત્મા જતા આ કલેવર પડશે તેને ઠેકાણે પાડી (અગની ભેગુ કરી) તુ બીજો આશ્રય મેળવવા યત્ન કરજે, હીંમત હારીને બેશી રડીશ નહી હવે કુવર નવ વરસનો થયો છે તે કાલ આવી મળશે, અને બાર વરસ પુરા થતા પાછી રાજરાણી પદને અને રાજયના વૈભવને પ્રાપ્ત થઇશ, માટે પુત્રી ! મારી

શીખામણને કીંચીત નહી વીસારતા બીજો આશ્રય મેળવ-
વાના પ્રયાસમા પાછી પડીશ નહી, અને કુવરનુ જતન
કરજે હવે મારી અજલ આવી પુગી છે નસો તણાય છે
લાવ એક વાર અમર કુમારને મારી પાસે લાવ, મને તેને
છેલ્લીવારનો તેના માથે હાથ મુકવાદે

અમર કુમારને યાદ કરતા રાણીએ કુમારને મહત પાસે
આણ્યો મહતની આ સ્થિતી જોઈ કુવરે રૂદન કરવા માડ્યુ
મહતે કુવરને ધીરજ આપી અને તેના માથે હાથ મુકી
આશીશ આપી અને કહ્યુ ! બેટા, હુ જાઉછુ, તુ ડાહ્યા
થજે અને તારી માતાના સુખ દુ ખમા ભાગ લેજે તારી માતાએ
ઘણા કષ્ટો સહ્યા છે જો કે હજી તુ બાળક છે પણ સર્વ
વિચાર સપન્ન હોઈ ડહાપણનો ભરેલો છે હવે હુ જાઉછુ
ઓ ઓ ઓ મહત સ્વર્ગવાસી થયા મહત સ્વર્ગ-
વાસી થયા ત્યા માતા પુત્રે રૂદન કરવા માડ્યુ

રાણી અને પુત્ર— ગાયન

રાગ પીલુચદ

રાણી—હે તાત માયાળુ મયા તજીને ક્યા ચાલી ગયા
પુત્ર—હે પીતુ મમ પ્યારા તજતા અમોને નવ આણી દયા,
રાણી—આશ્રયીને નિરાશ્રય કીધા કીધો સ્વર્ગમાવાસ,
આમા ઘટે નહી ધર્મ પીતા થઈ, મુકયા કોણ વીશ્વાસરે—હે૦
પુત્ર—પુત્ર પ્યારા કેહી કોણ બોલાવશે ખોળે બેસારી તાત,

એક પ્રભુને બીજો તમારો આશ્રય હતો મુજ માત રે,–હે૦
રાણી–સ્વર્ગ મહી પીતુ થાજો સુખીઆ દઉ છુ શુભ આશીશ
પરોપકારી થઇ પાળ્યા હમોને ભલુ કર્યુ જુગદીશ રે–હે૦
પુત્ર–વીદ્યા દાન દઇ પીતુ ત્યાગ કીધો અતિ ઉપકાર
જન્મો જન્મનો રૂણી તમારો કદી ન વિસરનાર રે –હે પીતુ
રાણીપુત્ર– અમો માગીએ પ્રીતે પ્રભુજી હોજો પીતુ સ્વર્ગવાસ
ચરણ પદ તુમ દેજો પ્રીતે, એજ હમારી આશરે –હે પીતુ

એ પ્રમાણે પ્રભુની વીનતી કરી મહતના શબને અ-
ગ્નીસન્સ્કાર કરવા માટે લાકડા વીણી લાવીને ઢગલા કર્યા
અને માતા પુત્રે મળીને મહતના શબને સુવાડીને અગ્નીદાહ
દીધો, અગ્નીદાહ દીધા બાદ રાણી પુત્રને લઇ બીજો આશ્રય
મેળવવા માટે ચાલી નીકળી.

વન વગડામા બે દીવશની મુસાફરી રાણીએ અને પુત્રે
કરી ત્યારે એક શહેરની નજીકમા પહોચ્યા શેહેરની નજી
કમા એક જળાશય વાળી જગો જોઈ રાણીએ ત્યા ઝુપડુ
બાધી રહેવાનું પસંદ કર્યું અને લાટીઓ વીગેરે વીણી
લાવી એક નાનુ ઝુપડુ બાધ્યુ, અને તેમા રહેવા લાગ્યા

રાણી પોતે જંગલમાથી ઘાસ વીગેરે એકઠુ કરી શેહેર-
માં વેચતી, અને તે ઉપર માતા પુત્ર નીર્વાહ ચલવતા
હતા. મહતનો આશ્રય જતા આ પણ તેમને આશ્રય
રૂપ કામ થયુ, તેથી રાણીને સતોશ હતો
પરંતુ સચીત કેમ મટે દાટ્યા ભુલે પણ લ-

ખ્યા કદી ભુલાતા નથી તે કહેવતાનુ સાર “ ઘરની ઉઠી વનમા ગઇ તો વનમા ઉઠી આગ ' એ પ્રમાણે થયુ, ત્રણ વરસ વીત્યા બાદ રાણી અને કુમાર જ ગલમાથી એકઠુ કરેલુ ધાન્ય વીગેરે વેચી પગણે નિર્વાહ ચલાવતા હતા. ત્યા દુષ્કાળ દુષ્મન આવી પડયો, અનનો પાક વરસાદ નહી થવાથી બીલકુલ થયો નહી, તેથી ગરીબ ગુરબાઓ અન વિન મરવા લાગ્યા, રાણીને તથા કુવરને પણ કડાકા થવા લાગ્યા તેથી ઝાડના પાન અને મુળ ઉપર નિર્વાહ કરવા લાગ્યા, થોડો વખત જતા તે પણ ખુટી ગયા અને પેટપુર મળ્યા નહી થોડુ ઘણુ મળતુ તે રાણી પોતે નહી ખાતા પુત્રનુ પોશણ કરતી હતી એ પ્રમાણે દુષ્કાળ સમય વીતાવ્યો પણ છેવટે ભુખના દુ ખથી રાણી મરણ શય્યા ઉપર પડી

રાણીને મરણ શય્યા પર પડેલી જોઇ પુત્રે રૂદન કરવા માડયુ, ત્યા રાણીએ તેને ધીરજ આપી અને તેને તેના પીતાની ઓળખાણ પડવા માટે રાજાએ આપેલી વીટી તથા એક ચીઠી લખી માદળીયામા ઘાલીને કુવરને હાથે બાધ્યુ, અને ધીરજ આપી કહ્યુ પુત્ર હવે હુ થોડીજ પળની મેમાન છુ માટે કહુ એ સાભળી લે ? આ માદળીઉ કાલ વાચનો નહી પણ સિદ્ધપુર જઇ માતુ શ્રાદ્ધ કરે, ત્યાર શિવાય આ માદળીયુ ફોડીશ નહી કુવરે કહ્યુ પણ માતા ! વહાલી માતા ! શુ તુ મને છોડીને જશે ? શુ

તને પુત્રની પણ દયા નથી આવતી? તારા વીના મારૂ આ દુનિયામા કોણ છે! પીતુ જતા તારો આધાર હતો તે પણ તુ જવા બેઠી, હવે મારૂ શુ થશે?

રાણીએ કહ્યુ, બેટા ધીરજ ધર, હાલ તારી ઉમ્મર બાર વરસની છે નાહીમ્મત નહી બન, મારી માફક હી મનધારી રહેજે ઇશ્વર તને શુભપ્રસંગ આપશે હાલતો તુ મહેનત મજુરી કરી તારૂ ગુજરાન કરજે ભગવાન તારૂ રક્ષણ કરશે બેટા વી... ક્રાન છુ, ડાહ્યા છુ મારો શોક કરી તારા આત્માને દુ ખી કરીશ નહી જે ફળને માટે આ કાયા નાચવી હતી તે ફળ તુ મળ્યો, હવે હુ સતોષથી મરીશ. હવે મારી છેવ- ટની ઘડી છે આ દુ ખીઆરી માતાને ભુલી જજે હે' દ- યાળુ દેવ મારા છોકરાનુ રક્ષણ કરજો. હવે હુ સુખના મ રૂ છુ પ તી વી યો ગે ન રૂ છુ હે જ હુ બ છે ના થ ઓ ના થ

રાણી સ્વર્ગવાસી થતા કુવર એકલો પડયો અને રૂદન કરવા માડયુ

કુવર— ગાયન

( સુજ માતુ મરીરે ગઈ ) એ ગાય

પ્રિય માતુ તજી કયા ગઇ અરેરે પ્રિય માતુ તજી કયા ગઇ
કેમ આવી નમેરી થઇ અરેરે પ્રિય માતુ તજી કયા ગઇ
પુત્ર કહી હવે કોણ બોલાવશે લાડ લડાવે કોણ ચુબન દઇ
પડયો એકલો આ ભવ સસારે, નહી ઓથ કોની રહી

ઉચે આભને નીચે ધરતી, કોને બોલાવીશ ધાઈ—અરેરે
સાચો આશ્રય છે પ્રભુ તારો અવર રહ્યા નહી કોઈ—અરેરે
કરજોડીને વિનવુ પ્રભુજી, નમેગ થાશો નહી—અરેરે
માત પીતા મમ થયા નમેરા, તમ આશ્રયે મુકયો અહી—અરેરે
સ્વર્ગવાશી થાજે માતુ મારી સુખી થજે હોય જહી—અરેરે

એ પ્રમાણે રૂદન કરી ઈશ્વર પ્રાર્થના કરી માતુને આશીશ આપી, અને કાષ્ટ એકઠા કરી માતુના શબને અગ્નીસંસ્કાર કર્યો, માતુના શબને ઠેકાણે પાડી પોતે મન સાથે વીચાર કર્યો, કે હવે મારે શુ કરવુ ! એમ વીચારમા ને વીચારમાં ઘણો વખત ગાળ્યો છેવટે લાકડા વેચી નીર્વાહ કરવાનો નિશ્ચય ઉપર આવ્યો, અને એક લાકડાનો મોટો સાડાત્રણ મણનો ભારો કાપી લાવીને શેહેરમા વેચવા માટે નીકળ્યો

## પ્રકરણ ૫ મું

લાકડાનો ભારો લઈ તે નગરમા ગયો, રાજવીર અને નશીબવાન હોવાથી લાકડા પણ તેને બાવના ચંદનના મળ્યા, પણ કર્મની કઠણાઈને લઈને તે ઓળખી શકયો નહી લાકડા લઇ તે જતો હતો તેવામા એક લોભીલાલ કે જે ઘરનો ઘણોજ ગરીબી સ્થીતીનો વણીક હતો તેની દ્રષ્ટીએ આ કઠીઆરો પડયો કઠીઆરાના માથે બાવના ચંદનનો ભારો જોઇ લોભીલાલનુ મન ઉશ્કેરાયુ, તેથી તેણે તે કઠીઆરાને બોલાવી ભારાની કીમત પુછી

કઠીઆરાએ કહ્યુ બાપજી ! હુ એક ગરીબ કઠીઆરો છુ, ને પેટને માટે આ વઈતરૂ કરૂ છુ, માટે મને પેટ પુરતુ ખાવાનું આપશો તો રોજ આવા ભારા તમારા ઘેર નાખ્યા કરીશ લોભીલાલ કઠીઆરાના આવા બોલથી અચંબો પામ્યો અને વીચાર કર્યો કે આપણા ઉપર ઈશ્વિર તૃષમાન થયો છે, જેથી ઘેર બેઠે ગગાજી મળી ગયા આ ભારો લગભગ સાડા ત્રણમણનો હશે, ને તેની કીમત ચાલીસ રૂપીયે એક શેર પ્રમાણે રૂપીઆ છપ્પનસોની થઈ, તે ફક્ત ખાવાનુ આપવામાજ પતે છે, તો ઘેર બેઠે ગગાજી કેમ નહી ! પણ શું ખાવાનુ બાંધી આપવુ કે જેથી ફાયદો થાય ! હા ! હા ! ઠીક યાદ આવ્યુ. રોટલોને મરચુ કદાપી રાજી થઈ કેરી કટકો પણ આપીશુ, જેથી તે ખુશી થશે એવો વીચાર કરી તેણે કઠીયારાને કહ્યુ ભાઈ ! આજથી તારે રોજ આવો ભારો લાવવો અને તે બદલ હમો તને રોજ રોટલો અને મરચુ આપીશુ કદાપી આથી પણ વધારે વજનનો ભારો લાવશે તો કેરીનો કટકો પણ મળશે

કઠીઆરાએ કહ્યું, શેઠજી ! તમારૂ કલ્યાણ થાઓ તમે મને નિરાધારને આશ્રય આપ્યો છે ઈશ્વિર તમારૂ કલ્યાણ કરો, શેઠજીએ કહ્યુ (તું આવ્યો ત્યારથી હમારૂ તો કલ્યાણ થઇ ગયુ છે.) બહુ સારૂ જા, કાલ વહેલો આવજે, ને આથી ભારે ભારો લઈ આવજે.

કઠીઆરાએ કહ્યુ બહુ સારૂ બાપજી ! હું જાઉછુ ને કાલે ભારો ભારે લાવીશ, એમ કહી કઠીયારો વીદાય થયો કઠીયારાના ગયા પછી શેઠે વીચાર કર્યો, કે લક્ષ્મી હાથ પગ કરીને આવે છે, તે આમજ, આજનો દીવશ મને પુરો ફળ દાયક નીવડયો, કે વગર મહેનતે રોજની છપ્પનનો રૂપીઆની પેદાશ થઈ ! હવે થોડા દીવસમા આપણે કોટ ચાધીપતી થવાના ! પણ આ બાવનાચન્દન આપણે અહી વેચવા નહી પણ બારોબાર દેશાવર દુકાનો ખોલી ત્યા વકરો કરવો જેથી કોઇને તેની ખબર પડે નહી, નહીતર અહીંના વાણીઆ માગ બેટા આપણો વેપાર પડાવી લે અને વેપારનો ભેદ જાણી જાય, એવો વીચાર કરી બાહાર ગામ ખાતે દુકાનો ખોલવાની પેરવીમા પડયા

બીજે દીવશે સવારના કઠીયારો ભારો લઇ આવ્યો તે શેઠે પોતાની વખારમા નખાવ્યો અને રોટલો મરચુ અને ઉપર કેરી કટકો આપ્યો, જેથી કઠીયારો ખુશી થયો અને શેઠને આશીર્વાદ દેતો પોતાને મુકામે ગયો.

એ પ્રમાણે રોજની પેદાશ લોભીલાલને થઇ જેથી દીવસે દીવશે તે વધવા માડયો, થોડા દીવશમા લખપતી થયો અને બે વરસમા તો કોડાધીપતી થયો, અને ઘેર છપ્પન ઉપર ભુગળ વાગવા માડી તેમજ દેશ દેશાવર દુકાનો ખોલી તેનો માલીક થઇ બેઠો

ગામના માજને વીચાર કર્યો, આ લોભીલાલ વધી

ગયો બે વરસ ઉપર ખાવા ધાન્ય નહોતુ અને આજ કોટયાપીવતી બની ગયો, એ નશીબની વાત છે મનુષ્ય માત્રને દનકો સુખ અને દનકો દુખ ચાલ્યુ આવે છે, પણ આનો દનકો તો અજાયબ જેવી રીતે વધી ગયો એ પ્રમાણે ગામમા કોટયાધી પતી કહેવાતા સારી ઈજત બધાઈ ને પ્રથમ ગામના લોક તેને લોભીયો કહી બોલાવતા હતા તે લોભીલાલ કહી માન આપવા લાગ્યા,

પૈસા ! પૈસા ! તારી બલહારી છે તારી માયા અજબ છે તારે લીધે જે નરના હાથના બે બોર કોઈ ન ખાય તેને દુનિયા સલામો ભરે છે, તારા વીના એક પડીત અને ગ્નાની માણુસ પણ હાડ હાડ થાય છે- તારી વાત અજબ છે. કર્તા—

ગાયન

(જેને ચિંતા નથી ચીતમા) એ રાહ

છે લક્ષ્મી અજબ તુજ અજબ કામ
વધે તારે લીધે સંસારીમા નામ નામ—છે૦
તારે લીધે ભાઈ ભાઈ કહે લોક ગામના,
તુજ વીણુ નહી કાંઈ વધી શકે નામના—વધે૦
પૈસો પેખી સઉ લોક કહે ભાઈ ભાઈ
પાચની વચે બોલાવે સઉ ધાઈ ધાઈ
તુજ વીણુ થાયે નહી ધડો કોઈ ઠામ—વધે૦

ગરીબને કોઇ ગણે નહી વાતમા
ગુણવાનને સઉ ગણે છે અજ્ઞાતમા
અજબ ! અજબ ! તારો અજબ મુકામ-૧૫૦

એ પ્રમાણે દિન પ્રતિદિન લોભીલાલની વૃદ્ધિ થવા મા ડી. અને કઠીયારો પણ રોજની આવજાથી ગામની ભાગોળે કુભારવાડો હતો, ત્યા કોક દીવશ ભજન કીર્તન થતું ત્યા બેસતો, જેથી કુભારની સાથે માયા થઈ અને ભારો લઇ ને ગામમા પેસતા બે ઘડી કુભારને ઘેર વિશ્રાતી લેતો

એક દીવશ કુભારને ઘેર ભજન થતું હતુ ત્યા કઠી આરો ભારો લઇ આવ્યો અને ભારો મુકી ભજન સાભળ વા બેઠો, સાધુઓએ ફરતુ ભજન ઉપાડયુ, અને સર્વે જણાઓએ ગાવા માડયુ

ભજન

સાચા દીલથી સમરણ તારૂ કરીએ કૃષ્ણ છોગાળારે
શરણુ આપો સકટ કાપો મોહન મોરલીવાળારે-સાચા

સાખી

પરિક્ષત તરીયા શ્રવણથી, લક્ષ્મીજી પદ શેવ
પ્રલ્હાદ તરીયા સ્મરણથી, ભજનથી શુકદેવ

સાખી

અક્રુર અભિવદન થકી, દાસ ભાવે હનુમાન
પૃથુરાય પુજન થકી, અરજુન સખાને ધ્યાન
ચીતથી માગીએ ઐશ્વર્ય એવુ, દામોદર દીન દયાળરે-સાચા

સાખી.

હરીરૂપ તુજ કળી ગયા આત્મ નિવેદને રાય
ભળી ગળ્યા તવ રૂપમા ભાવીક ભક્ત જણાય
એવા પ્રેમની માગીએ ભક્તિ, રાધેપતી છોગાળારે–સાચા

ભજન પુરૂ થતા સાધુઓ વીગેરે ચાલ્યા ગયા, અને કઠીયારો પણ ભારો લઇ લોભી લાલના ઘર તરફ ગયો. સર્વે જણા વેરાતા કુંભાર સુઇ ગયો, સુતા સુતા વીચાર આવ્યો કે, કદાપી હુ ઉંઘી જઇશ, તો મારા ચાક કોઇક લઇ જશે, ને ગધેડુ દોરી જશે. એવી ધાસ્તી લાગવાથી ચાકને ઓશીકે મુકયા, અને ગધેડુ પગે બાધી નિશ્ચિત મને સુઇ ગયો એ પ્રમાણે નિશ્ચત થઇને સુતો, તેથી તુરત નિદ્રામા પડયો

તે રાત્રીએ નગરના રાજા રાયસીંહ નગર ચર્ચા જોવા નીકળ્યા હતા, તે કુભારવાડા નજીક આવ્યા અને વીચાર કરવા લાગ્યા, આહા ! હા ! રાજા જેવો દુ ખી આ દુનિયામા બીજો કોણ હશે ! જેને સુવાનુ નહી, જપીને બેસવાનુ નહી, ધરાઇને ખાવાનુ નહી, જયા જુવો ત્યા દુ ખ દુ ખ ને દુ ખજ.

સુખે સુવા જાય તો રાજ્યમા અંધેર થવાની બ્હીક. જપીને બેસવા જાય, તો ન્યાયનુ નખખોદ નીકળી જાય, એ બ્હીક, રાજ્યની, પ્રજાની અને કોઇ દુશ્મન ઉભો થવાની ચીંતાને લઇને ધરાઇને ખવાય તો શેનુ જ ! રાજ્યની ચીંતા

એ કે રાજ્યનો કારભાર પ્રજાને સંતોષ આપનાર ચાલે છે કે નહીં ! પ્રજા જનની ચીંતા એ કે પ્રજાને રાજ્ય તરફથી કોઈ વાતનું દુખ તો મળતું નથી એવી એવી ચીંતાઓમા ખાવાનું કયાથી ભાવે ! તો પછી રાજા સુખી શાનો ! તે તો સદા દુખી દુખીને દુખી જ ( બાજુમા કુંભારને સુતેલો જોઈ ) વાહરે કુંભારીઆ વાહ ! આજકાલ સાચો સુખી તો તુંજ છે કોઈ વાતની ચીંતા ! ચાક ઓશીકે મુકયો છે ને ગધેડુ પગે બાંધ્યું છે કેવો નિશ્ચિત થઈ સુતો છે એક વખત તારા સુખની અદેખાઈ આવે ખરી

રાયસીંહ—— ગાયન

( અધમને હાથ રાજ્ય ) એ રાહ

જેને નહીં ચીંતા ચીત લગાર ખરેખર તે સુખમાં ગુનાર
જુવોને છે ચિંતા તલભાર ભોગવે સંસારે સુખસાર
રાજ્યપાટ નવ ઇચ્છે ચિતથી ધારી દુખનો ભાર
મેહેલ માળા નવ ગણે કામના જાણે દુખ અપાર
ગણે છે મનથી જેહ અસાર——ખરેખર૦
સમજે મન નથી અમર આ કાયા નહીં સદા નભનાર.
ખાવા જેટલું મેળવે ખતે સુખે વસે નરનાર
એમ જે સંતોષે રહેનાર——ખરેખર૦
માયા ઝુંટીમા પડી ઝુંપડી, તેની ન ચીંતા લગાર
પ્રપંચ રંચ ન ઇચ્છે દિલથી માનને નહીં ગણનાર
માયાને નહીં કદી રટનાર——ખરેખર૦

એ પ્રમાણે કુંભારના સુખનુ વર્ણન કરી રાજાએ વીચાર્યુ સવાર થવા આવી છે માટે હવે મેહેલ તરફ જવુ જોઇએ એવો વીચાર કરી રાજા પોતે મહેલ ભણી ગયા મહેલ પાસેના બગીચામા આવતા રાજાને વીચાર થયો કે, મે કુંભારનુ સુખ જોયુ, તેની યાદગીરી રાખવી જોઇએ. એવો વીચાર કરી બાગથી બંગલીની ભીતે ચાક લઈ લખવા માંડયુ.

મરાઠી સાખી.

કુંભાર સમ નહી સુખે સુનારો, ભાગ્યવંત નર કોઈ
ચીંતા બાંધી ચાકડે જેણે, આવે અદેખાઇ જોઈ
સાચુ સુખ એ માણે, દુ:ખ ન જરીએ પીછાણે

ઉપર પ્રમાણે મરાઠી સાખી લખી રાજા અંતહપુરમા ગયા, અને કુંભારના સુખનુ ચિંતવન કરતા નીદ્રાવશ થયા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### લોભીલાલ અને મોઢે ચઢાવેલો લાલીઓ.

લોભીલાલ પોતાના ઘરમા કડીયારાના વિચારમાં મશગુલ બન્યા છે તેમણે વીચાર કર્યો કે આજ પાચ પાચ વરસ થવા આવ્યા, પણ હજુ સુધી કોઇ આપણો ભેદ પામી ગયુ નથી સૌ જાણે છે કે બહાર દેશાવરની દુકાનોમાથી પેદા થાય છે, પણ ખરી વાત તો એ છે કે પેલો કડીયારો દહા-

ડીના સાડા પાચ હજાર રૂપીઆ ગળાવી જાય છે. પહેલા ખાવા ધાન્યના પણ સાંસા હતા ને આજે કરોડો રૂપીઆની સાહ્યબી ભોગવુ છુ તે એ કડીયાગનોજ પ્રતાપ, પણ ! પેલો લાલીઓ રોતો રોતા કેમ આવે છે !

લાલીઆએ આવી પાટી પછાડીને કહ્યુ, બાપા ! ગધેડીના મહેતાજીએ સોટી ચોઢી કાઢી લોભીલાલે કહ્યુ ક્યા ? લાલીએ કહ્યુ જુવો આ વાનામા એ પ્રમાણે કહી વાંસા બતાવ્યો, સોટીના સોળ જોઈને લોભીલાલ ઉશ્કેરાયો, અને કહ્યુ, એ મહેતો મુવો ક્યા, ? લાલીઆએ કહ્યુ સોટી લઈ પાછો મને મારવા આવ્યો તેથી હુ નાશી આવ્યો ને તે પાછળ પકડવા નીકળ્યો છે તે એ આવ્યો

મેહેતાજીએ આવીને કહ્યુ, ક્યા ગયો ગધેડીનો લાલીઓ લોભીલાલે કહ્યુ તારો બાપ ગધેડીનો નમજ્યો ? છોકરાને શા માટે માર્યો ! મેહેતાજીએ કહ્યુ ભણતો નથી તો પછી શુ કરવુ ?

લોભીલાલે કહ્યુ, ન ભણેનો કાંઈ નહી, પણ આવી રીતે છોકરાને મગચ ખરો કે ? મેહેતાજીએ કહ્યુ, જો ન ભણે તો તેનો સ્વાર્થ કેવી રીતે સુધરે ? લોભીલાલે કહ્યુ, તેની તને શી પચાત પડી છે ? જાણતો નથી કે આ કોટયાધીપતીનો એકનો એક લાડકો છે ? જેના આગળ પાણી માગતા દુધ હાજર કરીએ છીએ, તેને સોટી મારતા વીચાર નહી આવ્યો ? લુચ્ચા મેહેતા બ્રાહ્મણા.

મેહેતાજીએ કહ્યુ, શેઠજી તમારૂ ગમે એટલુ ધન છે. પણ વિદ્યારૂપી ધન આગળ તે તુચ્છ છે વિદ્વાન ઘેર ઘેર પુજાય છે વિદ્યા વિના નદગુણ જાણી શકાતા નથી વિદ્યા વીનાનો નર તે નર નહી પણ ખર સમાન છે સોના રૂ-પાની લક્ષ્મી ઘણી રીતે નાશ પામે છે, ચોર ચોરી જાય છે લુટારા લુટી જાય છે ખાતા ખુટી જાય છે પણ વિદ્યારૂપી લક્ષ્મી કોઈ રીતે જવાનો સભવ નથી વિદ્વાનો ઘેર ઘેર પુજાય છે. માટે શેઠજી વીચાર કરો

લોભીલાલે કહ્યું જા ? જા ? એતો વીચાર કર્યો. પૈસા આગળ વિદ્યા તુચ્છ છે તારા જેવાને એક પૈસો અને ગીધુ આપ્યુ, કે હજારો વિદ્વાનો હાજર. આજ કાલ વિદ્વા નોની શી કીમત છે તે હુ સમજુ છુ મારા જેવાનો છોક-રો લાખ બે લાખની મુડી કાઢી વેપાર કરતો થશે તો દસ પદરના પગારના હજારો વીદ્વાન ગુમાસ્તા નોકર રહેવા આંટા ખાશે પાસે પૈસો ના હોય ને વિદ્વાન થયા, તેથી શુ થયુ ? હમારી માફક વેપાર કરવો તે પૈસા વીના કયાથી થાય ?

મેહેતાજીએ કહ્યુ, પૈસો હોય ને વિદ્યા ન હોય તો વેપાર કેવી રીતે કરી શકે ? શેઠે કહ્યુ, કેવી રીતે કેમ ! આઠ આઠ દસ દસ રૂપીઆના પગારે નોકર રહેવા હજારો ગુમાસ્તાઓ તૈયાર છે, મેહેતાજીએ કહ્યું શેઠજી આવો ઉંધો વીચાર કરશો, તો છોકરાનો સ્વારથ બગડશે.

લોભીલાલે કહ્યુ જા ? જા ? એતો જોયો તને આંતો ઠીક છે, કે આજે આ છોકરાને માર્યો પણ કોઇ બીજાના છોકરાને મારીશ તો તેનો જવાબ આપવો ભારી પડશે સમજ્યો ? મેહેતાજીએ કહ્યુ, શેઠજી ! આવુ ઉધુ સમજવુ જવા ઘો લોભીલાલે કહ્યુ એતો જોયો તને સમજુની પુછડી થયો છુ તે ચાલ્ય ચાલ્યો જા ! અને હવેથી કોઇ છોકરાને મારતો નહી, નહીતર રળી ખાતો રહીશ.

અપમાન પામવાથી મેહેતાજી વીદાય થયા, ત્યા લાલીઆ કે જે મેહેતાજીની બ્હીકથી ઘરમા ભરાઇ ગયો હતો તે બહાર આવ્યો ને કહ્યુ બાપા, મેહેતાને હાકી કાઢયોને ? લોભીલાલે કહ્યુ, મારા દીકરાને મારે, તેને કેમ ન હાકી કઢાય. હેવો ઠપકો આપ્યો છે, કે ફરીથી કોઇ દહાડો મારે નહી સમજ્યો મારા દીકરા લાલીઆએ કહ્યુ, પણ બાપા, હવે હુ નીશાળે જવાનો નથી લોભીલાલે કહ્યુ નીશાળે ગયા વીના ચાલતુ હશે કે ? લાલીએ કહ્યુ, કેમ ન ચાલે ? લોભીલાલે કહ્યુ, આપણે નામુ ઠામુ માડતા તો શીખવજ જોઇએ, નામુ ઠામુ ન શીખીએ, તો આપણા વહીવટ કેવી રીતે નભે !

લાલીઆએ કહ્યુ, તો માસ્તર રાખીને ઘેર ભણાવો પણ હવે તો નીશાળે નહી જઉ લોભીલાલે કહ્યુ મારૂ ત્યારે એવો માસ્તર શોધી કાઢી ઘેર ભણાવવા આવે તેમ કરીશુ, પછી કાઇ છે ? લાલીઆએ કહ્યુ તો હુ ભણીશ પણ, આવો માર મારે તેની નીશાળે કોણ જાય

લોભીલાલે કહ્યુ બહુ સારૂ નીશાળે ન જઇશ, પણ પેલો કઠીયારો કેમ ન આવ્યો ? લાલીએ કહ્યુ બાપા પેલો આવે લોભીલાલે કહ્યુ જા ભારો વખારે નખાવીને વેહેલો આવ્ય પછી આપણે જમવા જઇએ લાલીએ કહ્યુ સારૂ. ત્યાં કઠીઆરો આવ્યો તેની સાથે જઇ લાલીઆએ ભારો વખારમાં નખાવ્યો ને તેને ખાવાનું અપાવીને પાછો આવ્યો.

કઠીઆરો શેઠની રજા લઈ વીદાય થયો ત્યા લોભીલાલે કહ્યુ ચાલો દીકરા જમવા માટે જઈએ લાલીઆએ કહયુ. તમે પરણ્યા ને મને કેમ નથી પરણાવતા ! લોભીલાલે કહ્યુ હવે તું પરણવા જેવડો થશે ત્યારે તને પરણાવશુ લાલીએ કહ્યુ બાપા હું પરણવા જેવડો ક્યારે થઈશ ! લોભીલાલે કહ્યુ તને દશ વરસ થયા છે પહોગ અગીઆગ્મે વરસે પરણાવીશુ, તારા લગનમાં તો મોટો ખચ્ચ કરવો પડશે, સમજ્યો મારા દીકરા.

લાલીઆએ કહ્યું બાપા ખરચ શા માટે કરવો પડશે ? લોભીલાલે કહ્યુ, તારા લગનમા તો ઘેર માડવો ઘાલીશું સારા સારા ફુલેકા ચઢાવીશુ, મોટા જમણવારો કરીશુ, તારા લગનની વાત તે થાય ? કોટયાધીપતીના ઘેર લ્હીના, તેમા કાઇ બાકી હોય ! લે હવે ચાલ્ય મોડુ થાય છે.

લાલીએ કહ્યુ પણ બાપા, ફુલેકા શેના ? લોભીલાલે કહ્યુ સગા-વ્હાલાને ઘેરથી જમવાના નોતરા આવશે, ત્યાં

તને વરરાજા બનાવી ઘોડે બેસાડશુ, આગળ ઢોલી ઢોલ વગાડશે કે ( ગામ ગધેડે ચઢયુ કે ગામ ગધેડે ચઢયુ ) અને વાજતે ગાજતે સગા વ્હાલાને ત્યા જમવાનુ, તે ફુલેકા કહેવાય લે હવે ચાલ્ય ?

લાલીએ કહયુ, પણ બાપા ! ગામ ગધેડે ચઢયુ, ત્યારે તમે પણ ગધેડે ચઢવાના ખરા કે નહી ? લોભીલા-લે કહયુ, ગધેડીના ફાટયા કે ? લાલીઆએ કહયુ એ તો તમે ગામ ગધેડે ચઢયુ એમ કહયુ તેથી કહયુ, પણ પછી ?

લોભીલાલે કહયુ પછી લગનને દહાડે મોટો વરઘોડો ચઢાવી પરણવા જવાનુ, લાલીએ કહયુ, ત્યા પછી શું થવાનુ ? લોભીલાલે કહયુ ત્યા તારી સાસુ પોખવા આવશે ને પોખીને માહ્યરામા બેસાડવાનો, ત્યા કન્યાને પધરાવશે પછી છેડાછેડી બાધવાની, પછી ચોરીમા બેસી કંસાર જમવાના. ફેરા ફરવાના, પછી કન્યાને લઈ ઘેર આવવાનું લે હવે ચાલ્ય !

લાલીએ કહયું બાપા ! એ બધું કરી બતાવો તો ? લોભીલાલે કહયુ, પણ અહીં આ કન્યા કયા છે તે કરી બતાવુ લાલીએ કહયું તમે કન્યા બનો ને, હુ લાડો બનુ લોભીલાલે કહયુ શુ હું કન્યા બનુ ! લાલીએ કહયું હા લોભીલાલે કહયુ ગધેડીના બોલતા બોલતા ફાટી ગયો કેમ લાલીઆએ કહયુ ત્યારે હમારે આવુ નથી

લોભીલાલે કહયુ, છોકરાને મોઢે ચઢાવે, તેની આ દશા થાય લે ભાઇ તેમતો તેમ, પછી કાઇ છે; એમ કહી પાસે

રાખેલી માલ હતી, તે માથે ઓઢી, અને લાલીઆના ખેસ સાથે છેડા બાધ્યા, અને કહયુ જો આમ.

લાલીએ કહયુ એમ નહી, પણ ફેરા ફરો ત્યારે લોભી-લાલે કહયુ, હે ભાઇ ફેરા ફરૂ, પછી કાઇ છે, એમ કહી ફેરા ફરવા માડયા ત્યા લાલીએ કહયુ બાપા ! વરકન્યા ફેરા ફરે ત્યા બાઇડીઓ ગાય છે માટે કાક ગાઓ લોભી લાલે કહયુ, તુંજ ગાને એટલે પહોચ્યુ, ત્યા લાલીએ ગાયન ગાવા માડયુ,

ગાયન.

( ચાલો ગોત્રજને પગે લાગેરે ) એ રાહ

લાલીઓ લાડી હેડ બા હળવે હાલોરે, થાકી જાશો કુવર આ બાળો
શુ તુ હેડબા સરખી નારીરે હુ શુ કુવર લાડકો બાની
લોભિ—પાકયા બેટા અકકરમી કેવારે,
લાલિ— .. .. ...બાપા એતો તમારા જેવા
લોભિ—કેમ ફાટયો અકકરમી આજોરે,
લાલી— . .......બન્યા લાડી હેડબા લાજો
હવે જમયો તે કસાર લાડીરે, માથે રૌડું હુ ધીનીરે વાડી
પછી ગોત્રજને પગે લાગુરે, આવો અવસર વેહેલો હુ માગું

લોલીલાલે, કહયુ લે ચાલ્ય હવે જમવાનુ ઠંડુ થઇ જશે, લાલીઆએ કહયુ બાપા, કેવો વરલાડો બન્યો ? કેવા જીતી લીધા છે ?

ગાયન

( ઉભો રહે લ્યા કયા નાસે છે ) એ રાહ

લાલીઓ–કેવો જીત્યો બાપા હુ તો જુવો બદાનો બ્હાર

લોભીલાલ–અકકરમી પાક્યો તુ પાકો મુરખનો સરદાર

લાલીઓ–કેવો બન્યો વર લાડો આપે, ઘોઘર બીલ્યો મ્યાઉ

બાપા બન્યા હેડબા લાડી, ફુકકડ વરની વહુ

લોભીલાલ–ઉભો રહેને નામ બોળુ તુ

લાલીઓ ચાલ્યને ભાગી જાઉ

લોભીલાલ–નાઠો નહી તો મરી ગયો તો, પુરો રીસે બળી રહ્યો તો

લાલીઓ–કેમ હેડબા નાર . .

લોભીલાલ– ઉભો રહે ગમારના સરદાર

બહુ રૂઠયો તોફાની તુ તો મારૂ માર અપાર;

લોભીલાલ ખીજવાઇ ગયો, તેથી લાલીઓ ઘરમા જમવા મારૂ ગયો, લાલીઓ ગયો ત્યા લોભીલાલે વીચાર્યું કે છોકરાને મોઢે ચઢાવાનુ આ ફળ મળ્યુ, હવેથી છોકરાને કદાપી મોઢે ચઢાવવા નહી તેવો મન સાથે નીશ્ચય કરી ઘરમાં જમવા માટે ગયો

---

## પ્રકરણ ૩ જું

રાજા રાયસીંહે કુભાગ્ના સુખનુ વર્ણન બાગમા આવેલી અંગલીની ભીંત લખ્યુ, તેજ દીવસે સવારમા વીણા કુવરી કે જેની માતુ ગુજરી ગયેલી છે, તે પોતાની સખી ગુલાબ સહ બગીચામા આવી ગુલાબે કહ્યુ બ્હેન વીણા ! અપ રમા તરફથી તને કોઈ વાતનો સતોષ નથી ? વીણાએ કહ્યુ બ્હેન કેળવણીનુ ફળ ન્યારૂજ છે વગર કેળ-વએલ બાળકો ગમે તેમ અનતોશ સમજે, પણ કેળવણીને લીધે સતોશે મારા ઘટ ઘરમા વાસ કર્યો છે, તેથી મને કોઇ વાતનુ ખોટુ લાગતુંજ નથી.

ગુલાબે, કહ્યું તેમ તે બને ? વીણાએ કહ્યુ, હા શા માટે ન બને ? જો તેવું દુ ખ અનુભવવુ મારા નશીબમા લખ્યુ નહોત, તો મારી માજ શામાટે મરે ? માટે બ્હેન સતોશ સમાન સુખ આ દુનિયામા બીજુ નથી, કરોડાધી પતી થયા તેથી શુ થયુ ? ગરીબ રહ્યા તેથીએ શું થયુ ? ઉમદા ભોજન મળ્યુ તેથી એ શુ થયુ, સુકો ટુકડો, મ ળ્યો તેથીએ શું થયુ ? એ બધું અસતોશીનેજ છે, સતો-શીને નથી, કોટયાધીપતી થયા છતા હાય વોય ન મટે તો તે દોલત શુ કરવાની ? ગરીબ થવાથી પેટપુરતુ ખાવાનુ ન મળે, એટલે ટાંટીઆ ઘસવા પડે તે દુ ખને કયા રડવાનું ! ઉમદા ભોજન મલ્યુ તેથીએ શુ ? સ્વાદ ફક્ત જીભનેજ

છે ને ? પેટમા ગયા પછી બન્ને સરખુજ છે ને ? સુખમા
મહાલ્યા તેથી એ શુ થયુ ? સાહ્યબીમા સુખ છે ક્યા ?
કહેવત છે કે " ઝાઝાવાળાને ઝાઝી લાહ્ય છતા ઘીએ લુ
ખુ ખાય " તે કહેવત મુજબ સુખ મળે જ નહી, ને તે
હોય તે યમાજ જાય, દુખમા ડુલ્યા તેથી એ શુ થયું ?
સુખ છેજ કયા ? જયા જુવો ત્યા દુખ, દુખ, ને દુખજ
છે શુ પૈસામા સુખ છે ? ના સાચવવાનુ દુખ ! શુ
ગરીબાઈમા સુખ છે ? ના ! પૈસાવાળાઓને જોઈ બળી
મરવાનું ! શુ પુત્રોમા સુખ છે ? ના ! કપુત પાકે તો
નામ બોળે, શુ અપુત્ર રહેવામા સુખ છે ? ના ! માથે વા-
ઝીયા મહેણુ ! સુખ છે કયા ? સઘળે દુખ દુખને દુખ
જ છે તો પછી દુખને શુ ઓઢવુ કે પાથરવુ આ સ્વ
પ્નવત દુનિયામા બધુએ સ્વપ્નવતજ છે તો પછી સતોશ
શા માટે ન રાખવો ?

પુર્વ ભવનુ સચીત આ ભવ ભોગવવાનુ છે અને આ
બળને માટે આ ભવમા સંચવાનુ છે, તે હોય વોય કે અ
સતોષે સંચાતુજ નથી, ફલાણુ સુખી, ને હુ દુખી કેમ ?
એ સમજવુ તે અસતોશીનુજ લક્ષણ છે. સતોશી સમજે છે
કે તેણે પુર્વે તેવુ સાચ્યુ હશે, તેથી આ ભવ તે ભોગવે
છે મે નહી સચેલુ, તે મને કયાથી મળે ? માટે બ્હેન !
સતોશની વાતજ ન્યારી છે જો સાભળ્ય ?

ગાયન.

વીણા- ( નહી કર્મની કથા કદાપી વ્યર્થ )

સમ સંતોશ અવર સુખ નહી કાઇ દીસે

દુખ કેરા થોક અસતોશ ને વિશે. સમ

સતોશી રહે સુખમા અને સુખે મરે,

પરંતુ સુખ દેખી દીલમા નહી અરે ધરે સમ

અવર સુખે થાય દુખી અસતોશવાન,

હાય વોય કરી મરે ધરે પુર્વનુ ન ભાન સમ

પુર્વના સચીતે સુખ દુખ સૌ મળે,

હાય વોય ઝેર ખારથી નહી ટળે સમ

માટે બ્હેન દુખને તો હુ જાણતી નથી પુર્વના સચિત આ ભવે મળે જાય છે તે સુખથી ભોગવુ છુ અને સંતોશેજ રહુ છુ સદ કેળવણીના પ્રતાપે સતોશ સુખ મેળવવા ભાગ્યશાળી બની છુ, સદ કેળવણી મળી ના હોત તો તારા કહેવા પ્રમાણે દુખી હોત ખરી! પણ સદ કેળવણીના પ્રતાપે મને પોતાને હું પુર્ણ સુખી સમજુ છુ

ગુલાબે કહયુ, જુવો વીણાબા વેલી કુવરી આ તરફ આવતા હોય તેમ જણાય છે કેવા ઠાઠમાઠથી આવે છે. મીજાજમા પણ જરા કડક છે કાઈ કહીએ તો મીજાસ ફેરવતા વાર કરતાં નથી વીણાએ કહયુ, તે જરા લાડ પાડથી ઉછરી છે. ને તેની માતાના લાડને લીધે કેળવણી બીલકુલ લીધીજ નથી તેથી તેને તે બાબતનુ જ્ઞાન નથી, સુ માતાની

ફરજ કેળવણી પામેલીજ માતાઓ સમજે છે અભણ માતાઓ સમજી શકતી નથી તેથી આપી શકતી પણ નથી.અને તેથી છોકરાનુ જીવતર ધુળ મેળવે છે, વિદ્યા એજ કેળવણીનુ મુખ્ય પગથીઉ છે, વિદ્યાને લઈનેજ સઘળી કેળવણી મળી શકે છે ગુલાબે કહ્યુ, બ્હેન ! તમારૂ કહેવુ અક્ષરે અક્ષર સાચુ છે ( વેલી આવે છે )

વેલી—કેમ બ્હેન ! આ પોથાના થોથામાથી શુ કરવા ધાર્યુ છે, કે ઘડીએ હેઠાતો મુકતીજ નથી !

વીણા—બ્હેન એ પોથાજ કેળવણીનુ પ્રથમ પગથીયું છે સમજી ! તેને તે કેમ મુકાય ?

વેલી—( ઓહો ! હો ! હો ! જાણે કે મોહોટી પડીતા!).

વીણા—બ્હેન તને તેનુ જ્ઞાન નથી, એટલે તને શાની સમજ પડે ? વિદ્યા વિના સદગુણ શીખતાજ નથી અને સદગુણમાજ સ્ત્રીની સાચી કીમત સમાયેલી છે

વેલી—એ તો જોઇ તારી કીમત ! મારા રૂપથી તો ભલા ભલા અજાઇ ગયા છે અને માગા ઉપર માગા મોકલે છે, તુ મોહોટી ગુણવાળી છુ, છતા કયાઈ તારો ભાવ સરખો પણ પુછાય છે ?

વીણા—બ્હેન ! ખાલી અભીમાન નકામો છે, જેમ સીતાફળના છોડા એ કાઇ શીતાફળ નથી, એકલુ પાન એ કાઇ પાનનો રગ નથી. એકલો આબો તે કાઈ કેરીનો સ્વાદ નથી સીતાફળની ખરી ખુબી સીતાફળના ગરભમા સમાયેલી

છે, પાનનો ખરો રંગ કાથા અને ચુનાની મેળવણીમા સમાયેલો છે, આબાની ખરી ખુબી તેના ફળના રસમા સમાયેલી છે, તેમજ સ્ત્રીની ખરી ખુબી તેના ગુણમા સમાયેલી છે, એકલા રૂપમા નથી માટે બહેન! જેમ લુણ વગરનું ખાવુ તે વૃથા છે, જેમ રાગ વીનાનુ ગાવુ તે વૃથા છે, તેમ સદગુણ વીનાનુ સ્ત્રીનુ જીવન તે વૃથાજ છે.

વીણા— ( આ સ્વપ્નાસમ સંસાર ) એ રાહ

છે સતીઓનો અવતાર પતીને માટે
પતિવૃતનો પામવો પાર, આ સંસાર, સતીના ઘાટે
જ્ઞાનવિણ સતી માન ગુમાવે
કેળવણી વીણ જ્ઞાન ન આવે
જ્ઞાન લાવે સરસ્વતી ભાવે ઉત્તમ સ્ત્રી અવતારરે—છે
રત્ન દાબડે નહી પરખાયે
ગુણવીણ રૂપજ વૃથા ગણાયે
ગુણવંત જાણે, ગુણને વખાણે, રૂપને રૂવે ગમારરે—છે
કાચ ડબ્બે રહ્યા શું ગુણ રત્નો
ગુણવંતા જુવે કરી પ્રયત્નો
મનમા ધારે, પુર્ણ વિચારે, પછી લગ્ને જોડાનારરે—છે.

વેલી—એતો બધું જાણ્યુ! જેને ઘેર જશે તેને તો કોણ જાણે કેવો એ તારી નાખશે! પણ બ્હેન! ભણેલી ભામીનીઓ વધારે ને વધારે ભવાડા કરે, તે કહેવત ખોટી કે?

વીણા—જે ભણતર ભવાડા કરે, તેને ભણતર કહેવાયજ

નહી. પણ જો આપણી સખીઓ આવી માટે એકાદો રાસડો ગાઈએ નાહક વાદવીવાદમા ફાયદો નહી કહેવત છે કે ' રોગનુ મુળ ખાશી અને કજીઆનુ મુળ હાસી ' માટે એથી સાર ન નીકળે

વેલી--જોયુ ! કાંઈ બોલતુ ન ફાવ્યુ, એટલે કેવી નરમ પડી ગઈ ? કેમ ! કેવી બોલતી બધ કરી દીધી છે !

વીણા--લે હુ હારી ને તુ જીતી, હવે તો તુ રાજી થઈને ?

વેલી--તે કાંઈ તહારા કહેવાથી જીતીછુ ? તુ બોલતા અટકી ગઈ એટલે હુ આપો આપ જીતીછુ સમજીને !

વીણા-વારૂ, તેમતો તેમ પણ જો આપણી સખીઓ આવી પહોચી હવે એકાદો રાસડે ગાઈએ

વેલી--ભલે ચાલો

વીણા--સખીઓ

ગરબો.

( જોને સખી ગૃષ્ટીનો ) એ રાગ.

શાણી સૈયર ! શીયળનો શણગાર ધાર
તનથી મનથી વરીયો જે પતી
તેવીણ ન અનીનો ઉદ્ધાર નાર
પતી શેવ સતીની સુખદ ગતી-પીયુ

સાખી

ધન્ય ! ધન્ય ! સાચી સતી ! ધરે શીયળ શણગાર
જે જે શાસ્ત્રે વર્ણવ્યા સતીને સાચા સાર

સાડી શીયળ તણી પરીધાન સતીઓ નીત્યે કરેરે
ચોળી પતી તણુ ગુણગાન શેવન ચીતે ધરેરે
કંચુકી કસો કુળ દીપક ગુણવાન
ઉજાળવુ કુળ, કહેવાનુ કુળવાન—સાડી

સાખી

ઉત્તમ કુળ દીપાવવુ માત તાતની લાજ
તે સંભાળી વર્તવુ કુડુ ન કરવુ કાજ
પતી ! ભાગ્યે મળ્યો ભગવાન—હોય મુરખકે જ્ઞાન વાન
કરવી શેવા પ્રભુજી સમાન—નહી ખોવુ સતીનુ માન

સાખી

દુર્ગુણ સઘળા દુર કરી શેવે સ્વામી પાય
પતિ સંગે વસતા સદા જુગ ! જુગ ! ખ્યાતી થાય.

ગરબો ગવાઈ રહ્યો ત્યા સખીઓ વિદાય થઈ ગઈ સખીઓ ગઈ ત્યા વેલીની નજર બાગની બંગલીની ભીંત ઉપર પડી, ભીતે ચાકનુ લખાણુ જોઈ તેણે વીણાને કહ્યુ વીણા ! જો તે ! પેલુ શું લખ્યુ છે? વીણાએ બંગલીની ભીત તરફ જોઈને તે લખાણુ વાચવા માડયુ

વીણા— મગઠી સાખી

કુભાર સમ નહી સુખે સુનારો, ભાગ્યવંત નર કોઈ
ચીતા બાધી ચાકડે જેણે આવે અદેખાઈ જોઈ
સાચુ સુખ એ માણે દુઃખને ન જરીએ પીછાણે

વીણાએ કહ્યુ બ્હેન વેલી ! કોક મુર્ખાએ કુભારના

સુખને વખાણ્યુ છે ! શુ દુનિયામા કુભાગ્જ સુખે સુનારો છે ? વેલીએ કહ્યુ, ત્યારે તેનો ઉત્તર લખ્ય. વીણાએ કહ્યુ લાવ્ય ત્યારે હુ એનો અર્થ બગબગ લખુ (લખે છે)

વીણા— મરાઠી સાખી

ધન્ય વાદ હુ અરપુ અતિશે કુભાગ નમ લખનારો
સુલક્ષણી હશે નારી સુભાગ્યે તે સુખમા સુનારો
અવગ શુ સુખે સુવે, સુખને સ્વપ્ને કયાથી જુવે ?

વેલી કહે શુ લખ્યુ ? વીણાએ કહ્યુ પ્રથમતો કુભાગને ભાગ્યવંત ગણનાર કુભાગને ધન્યવાદ આપ્યો વેલીએ કહ્યુ પછી ? વીણાએ કહ્યુ, પછી એકે, જેને સુભાગ્યે સુલક્ષણી નારી મળી હશે, તેજ સુખમા સુનારો, તે વિના સ્વપ્નામા પણ સુખ કયાથી મળે ? લ્યો બ્હેન હુ જઈશ વેલીએ કહ્યુ, બહુ સારૂ બ્હેન પધારો

વીણાના ગયા બાદ વેલીએ વિચાર્યુ, કોણ જાણે જેને ઘેર પરણીને જશે, તેને તો કેવોએ તારી નાખશે ? એવા વીચારમા છે ત્યા તેની દાશી શાન્તા આવી શાન્તાએ આવીને કહ્યુ બા કોઇક કાગળ લઇને આવ્યુ છે, વેલીએ તેને ત્યાં તેડી લાવવા કહ્યુ તેડી લાવવાનો હુકમ મળતા, શાન્તા તે કાગળ લાવનારને તેડીને વેલીપાસે લાવી આ કાગળ લાવનારને જોઈ વેલી અચબો પામી, અને દાશીને કાગળ લેવા કહ્યુ

કાગળ લાવનારે કહ્યુ, વેલીબાને હાથો હાથ આપવા નો છે, ત્યા દાશીએ તેને અટકાવ્યો ને કાગળ લઇ વાચવા માંડયો, દાશીને કાગળ વાંચતી જોઈ કાગળ લાવનારે કાગળ ઝુંટાવી લઇ વેલીને આપ્યો ને કહ્યુ બીજાને વચાવશો નહી, તમારે પોતાનેજ વાચવાનો છે

શાન્તાએ કહ્યું, મુરખ ! મોહોટા લોક તે વાચવાની તસ્દી લેતાં હશે કે ? ( ભણ્યાં હોય ત્યારે વાંચેને ) એ પ્રમાણે કહી કાગળ વાચવા માડયો

કાગળ

શાંતા— ભેરવી.

ચાહુ ચીત એક વેલી સુંદરી
ચકોર ચિત્ત અંદર તુજ દર્શન ઇચ્છુ પ્રેમધરી,
જેમ તરસ્યો બપયો મરે ટવળી
હયું તે મારૂ તન મન અને ધન પ્રિય જનપરી–ટેક
કુદરતનો હુન્નર છવાયો મુખ ઉપર
મહેનત ઉઠાવી બતલાવો પીડ હરી–ચાહુ.

જીલ્લા

ગણે ત્હારો પ્રિય કરી,
ચટકો ત્હારો, મટકો ત્હારો, લટકો ત્હારો મનહરનારો છે;
સાધારણ નહીં સુંદરી, મોતી તું મુલ્યવાન,
રૂપવતી બાળા રાયની; સઘળુ છે મુજ ધ્યાન
પ્રેમ અંધ અથડી પડયો, યૌવન રસમય બાગ

બચાવી લેશો સુંદરી, મન મંદીર દઈ માગ,
મન મંદીર બેસાડીને, આપો પ્રેમનુ પાન,
ઝાઝુ લખવુ નવ ઘટે, ગુણવતી તુ જ્ઞાન વાન.
દોહરો-
ઘેરી લીધુ મન ખરૂ,, તુજ રૂપે આવાર,
દયા ધરી દીન ઉપરે, પ્રીતે કરો સ્વીકાર.

**લી૦ ત્હારો સદાનો સાથી થવાની ઉમેદ રાખનાર.**
**ધમલો માળી.**

શાન્તાએ કાગળ વાચી ફાડીને ફેકી દીધો કાગળ લાવ નાર અરજણીએ કહ્યુ, કુવરીબા ! કાગળનો જવાબ માગ્યો છે વેલીએ શાન્તાને ઇસારત કરી, એટલે શાન્તાએ અરજણી-આને એક તમાચો લગાવી દીધો, તમાચો પડવાથી અર-જણીઓ નાશી ગયો ત્યા રાજા રાયસીહ પોતાની રાણી નહ આવી પહોચ્યા.

રાણીએ કહ્યું, કેમ વેલી ! અહી બાગમા શુ કરે છે? વેલીએ કહ્યુ, માજી પ્રાત કાળમા વીણા બેહેન સાથે અત્રે આવી અને સખીઓ આવતા રાસડો ગાઇ સખીઓ અને વીણા બેહેન હાલજ ગયા, ને હુ તમારી પાસેજ આવની હતી, ત્યા તો તમે અવી પુગ્યા

રાજાએ કહ્યું પ્રિયા ! પ્રાત કાળની શોભાની બલહારી છે આહા ! હા ! હા ! શું અલોકીક દેખાવ ! ધન્ય છે કુદરત ! તને, અને તને રચનારને !

ગાયન.

રાજા-રાણી—( પીયુજી કેવી પ્રાતઃ કાળની ) એ રાહ,

રાજા- પ્યારી જુવો પ્રાતઃ કાળની લ્હેર,

રાણી- પીયુ વાયે મંદ પવન ચોમેરે,

રાજા- .. .. ......... . . પ્યારી.

પંખી જુવો આ કીલ કીલ કરતા,

કેવા ફરતાં ફરે છે ચોમેર પ્યારી.

રાણી- અતિ સુવાશીત પુષ્પો આ મ્હેકે,

મ્હી વૃક્ષે મારી રહયાં લ્હેર, પીયુ.

રાજા- કાગજ તેમનો માળી પધારી,

લેશે ચુંટી ફરી ઠેરે ઠેર, પ્યારી

એવી રીતે કાળ ચક્ર છે ભમતુ,

મુર્ખ પ્રાણી વીચારે ન પેર. પ્યારી

રાજાએ કહ્યુ પ્રિયા ! જે સ્થીતિ હાલ પુષ્પોની છે, તેવીજ રીતે માણસને સમજવાનું છે. બીલ્યા છે તે ખરવાનેજ માટે આહા ! હા ! હા ! કુદરતની શોભાના વખાણ કોઇથી થયાં નથી, થવાના નથી, તેમ થશે નહી

રાણીએ કહ્યું, તે બધુ ખરૂ ! પણ વેલીના બ્હીવા માટે શું ધાર્યું છે ! રાજાએ કહ્યું, વજેસીંહ, તેજસીહ, માનસીંહ, વિગેરે ઠાકોરોનાં માગાં આવી ગયા, તેમને જવાબ આપીને કંટાળી ગયો. રાણીએ કહ્યુ શા જવાબ વાળ્યા ! રાજાએ

કહ્યુ શા કેમ ? ચોખ્ખી ના આપણાથી ઉતરતા રજવાડામાં કન્યા દેવાય ખરી ?

રાણીએ કહ્યુ, ત્યારે હવે શુ કરવા ધાર્યુ છે ? રાજાએ કહ્યુ કૌતકપુરના ઠાકોરનો ગોર આવ્યો છે, રજવાડુ ઠીક છે. જો કે આપણા જેવુ તો નથી, પણ બીજા કરતા લગાર સારૂ છે જો તમારો વીચાર હોય તો ત્યા કરીએ રાણીએ કહ્યુ, મારી રૂપવતી દીકરી એવા ઠાકરડાઓને આપવી નથી. કીમતી શીરપેચ માડીલ ઉપરજ બધાય, ધોબીના ફાળીયા ઉપર કદાપી કાળે ન શોભે ખીલેલી કળીનો સદઉપયોગ ગુણવાનથીજ થાય, નહી કે બબુચકથી બને ! કારણ તે તો ચોળી મસળીને ફેંકી દેવાનોજ. આ મારી રૂપવતી દીકરી એક રાજકુમાર તે પણ મહોટા રજવાડના રાજકુમારને યોગ્ય છે, નહી કે આવા ઠાકરડાના યોગ્યની ! માટે તમે તમારે ચોખ્ખી નાજ પાડી દેજો

રાજાએ કહ્યુ હુ તો હવે કટાળ્યો છુ, તમેજ ના કહેજો, જુવો પેલો આવે ! ( ગોર આવે છે ) ગોરે કહ્યુ આશીર્વાદ ! આશીર્વાદ ! ( ગોરે કહ્યુ હુ કૌતકપુરનો ઠાકોર જાલમસીહ પોતે ગોરના વેશે માગુ કરવા આવ્યો છુ, તેથી કુવરી તો નજરે પડી, આહા ! હા ! હા ! શુ સ્વરૂપ ! જાણે ઇંદ્રના ઘરની અપ્સરા ! ) મહારાજ ! કૌતકપુરના ઠાકોર જાલમસીહજી તમારા કરતા કુળમા બઢીઆતા છે, છતા તમારી કુંવરી વેલીનુ માગુ કરે છે.

રાણીએ કહ્યું, અમારી હલકા કુળની કન્યા તમારા કુળવાનને ન શોભે ગોરે કહ્યુ, હે ! શુ કહ્યુ ? શું જાલમગ્રી હના માગાને અનાદર ! રાણી સમજો ? સમજો ! તમારી કુવરી ભાગ્યશાળી થશે રાણીએ કહ્યુ, મારી કુવરીને ભાગ્યશાળી થવુ નથી, ભલેને બીજી કોઈ ભાગ્યશાળી થાય.

ગોરે કહ્યુ, પણ હાથે વાળે પરણવા કહેવગાવ્યુ છે, રાણીએ કહ્યુ, જાણે મોહોટો ઉપકાર કરતા ન હોય ! ગોરે કહ્યુ, રાજાજી આવુ ઠેકાણુ ફરીફરીને મળવાનુ નથી, રાજાએ કહ્યુ ભલે ખોટુ ઠેકાણુ મળે, ગોરે કહ્યુ ત્યારે શુ જવાબ આપો છો ? વીચાર મુકી કંકુના કરો, રાજાએ કહ્યુ, રાણીએ જે જવાબ આપ્યો તેજ, ગોરે કહ્યુ એટલે ! રાજાએ કહ્યુ, એટલે શુ ? આવા કામમા તો બૈરાનો જે જવાબ, તેજ પુરૂશનો જવાબ

રાણીએ કહ્યુ, એમ શા માટે કહોછો ? કહોને ચોખ્ખું કે હમારી રૂપવતી દીકરી ઠાકરડાઓને આપવાની નથી, એ તો કોક મ્હોટા રાજ કુમાર સાથે પરણુશે ગોરે કહ્યુ ત્યારે છેવટનો જવાબ ! રાણીએ કહ્યુ, રાજાજી કાઇ વિચાર કરો ? રાણીએ કહ્યુ, કહયો તેજ, ગોરે કહ્યુ, રાજાજી કાંઇ વિચાર કરો ? રાણીએ કહ્યુ, જાઓ જાઓ મહારાજ એ તો વીચાર કર્યો ગોર નિરાશ થઇ વીદાય થયો

જતાં જતાં ગોરે વિચાર કર્યો હું જાલમસીંહ ઠાકોર પોતે ગોર બની અત્રે માગુ કરવા આવ્યો, ત્યા સારૂ આવુ

અપમાન ? ફીકર નહી, મ્હોટા રાજકુમારને પરણાવવી છે, કેમ ! જ્યારે તે કુવરીનો જન્મ ધુળ ન કરૂ, તો મારૂ નામ જાલમસીહ નહી. એ પ્રમાણે બડબડતો બડબડતો વિદાય થયો

ગોર ગયો, ત્યા રાજાએ કહ્યુ, પ્રિયા ! જે આવે છે, તે આમને આમ કટાળો આપે છે હુ તો જવાબ આપતા પણ થાકી ગયો ચાલો હવે મહેલમા જઇએ (રાણીએ બગલાની ભીતે કાઇક લખેલુ જોઇ) પણ અરે ! પેલુ શુ લખ્યુ છે ?

રાજાએ કહ્યુ, રાણી ! હું ગઇ ગતના નગર ચરચા જોવા નીકળ્યો હતો, ત્યા કુભારને નિશ્ચીંત ! સુતેલો જોઈ તેના સુખની યાદગીરી મે લખી છે, રાણીએ કહ્યુ પણ અરે ? આમાતો તમને કુભાર લખ્યા છે ! રાજાએ કહ્યુ, હે ? કયા ? રાણીએ કહ્યુ, કયા શુ, જુવો નીચે, રાજાએ સાખી વાચી કહ્યુ, આ સાખી કોણે લખી ?

વેહી કહે, કોણે શુ ! તમારી વહાલી દીકરી વીણાએ, રાજાએ કહ્યુ, શુ વીણાએ મને કુંભાર ગણ્યો ! રાણીએ કહ્યુ, કુભાર તો શુ ? પણ કુભાર, ગમાર, ચમાર, ગમે તે ગણે, ઝાઝી મોઢે ચઢાવે ને ? મ્હારી વીણા ? મ્હારી વીણા ! મ્હારી વીણા !

રાજાએ કહ્યુ, શુ મેં તેને ઝાઝી મોઢે ચઢાવી, તેનો આ બદલો ! રાણી કહે આતો શુ, પણ તેથીએ વધારે

કહેશે, છોકરાને લાડ લડાવવાના ફરી મ... ? રાજાએ કહ્યું, રાણી ! તમારૂં કહેવુ ખરૂં છે, છોકરાને ..લાવવામા ફાયદો નથી. રાણીએ કહ્યુ, હજી પણ કહેજોને ... મ્હારી વીણા ! મ્હારી વીણા ! મ્હારી વીણા ! એટલે તમને ગણશે પણ નહી, નહી તો તમને કુંભાર કહેનાર એ કોણ ?

વેલી કહે ખરૂ છે પીતાજી ! તમને કુભાર કહેનાર એ કોણ ? રાજાએ કહ્યુ, પણ તે ગઇ ક્યા ? વેલીએ કહ્યુ મહેલમા, રાજાએ કહ્યુ ઠીક છે, મહેલમા જઇને તેની વાત.

એ પ્રમાણે રાણીની ઉશ્કેરણીથી રાજા ઉશ્કેરાયા, અને વીણા ઉપર ગુસ્સે થતા મહેલમા ગયા જતાં જતા પણ ઉશ્કેરણી કરવામા અપર માતા પાછી પડી નહી, જે છોકરાંની મા મરતા અપર માતાને પાને પડે, તે છોકરાની દશા બુરી સમજવી. ગાયન

કર્તા— ( અજબ ખુબી છે પ્રેમમા ) એ રાહ

સાચુ દુઃખ સસારમા, બાળકને વિખ્યાત.
સગી માત જાતા મરી, આવે અપર માત,
હોય ભલે સુલક્ષણી, પણ નવ છોડે જાત
કુલક્ષણી કર્મે મળે, થાય બાળની ઘાત,
સગી માનો અજબ પ્રેમ, પ્રેમ તને નમન કરૂ,
અપરમાનો ક્ષેમ, પ્રેમ, રહેમ, તુ નહી ધ્યાન ખરૂ,
બતાવી કૃત્રીમ પ્રેમ, કાપતા નહી વાર કરે,
કર્મ હીણુ હોય જેહ બાળ, તેની સગી માત મરે.

---

## પ્રકરણ ૮ મું

જાલમસીંહ ઠાકોર ગામમા પોતાના ઉતારે આવ્યો, વેશ બદલો કરેલો હોવાથી ઉતારો એક ધરમશાળામા કર્યો હતો, ઉતારે આવી વિચાર કર્યો, શુ મારૂ અપમાન કર્યુ ? અપમાન સાભળી આવતા તે જુસ્સા ઉપર આવી ગયો, ને મન સાથે બબડવા લાગ્યો કે શુ એ અભીમાની રાણીએ અને સ્ત્રી વશ રાજાએ મ્હારૂ અપમાન કર્યુ ? હુ કોણ ? કુઉતકપુરનો ઠાકોર ? તેનો પણ તેને વિચાર નહી આવ્યો ! ઠીક છે ? બચ્ચા ? ઠીક છે ? જ્યારે અપમાનના ફળ ન ચખાડુ, અને કુવરીનો જન્મારો ન બીગાડુ, તો મારૂ નામ જાલમસીંહ નહી. બસ મારૂ અપમાન કરનાર એ કોણ ? હા ! એ કોણ ?

જાલમસીંહ આ પ્રમાણે પોતાના અપમાનના ઉભરા કાઢતો હતો, ત્યા વજેસીંગ ઠાકોર કે જે વેસપાટલો કરી માગુ કરવા આવેલો, ને અપમાન પામી પાછો વળેલો, તે ત્યા આવી પહોચ્યો, ત્યા જાલમસીહના અપમાનના ઉભરા સાભળી ખુશી થયો, અને પાછળથી જઇને કહ્યુ કોણ જાલમસીહ !

જાલમસીંહે કહ્યુ હા, પણ વજેસીહજી ! તમે અહી આ ક્યાથી ! વજેસીંહે કહ્યુ, જેમ તમે આવ્યા છો, તેમજ. જાલમસીહે કહ્યુ, શુ માગુ કરવા ? વજેસીહે કહ્યુ, હા.

જાલમસીહે કહયુ જઈ આવ્યા ! વજેસીહે કહ્યું હા, જામલસીહે કહ્યુ, જવાબ શો મળ્યો ? વજેસીહે કહ્યુ, તમને મળ્યો તેવોજ. જાલમસીહે કહ્યુ તો તો ઠીક, પણ મારૂ અપમાન કરનાર એ કોણ ? ત્યા વજેસીંહે મસ્કરીમાં કહેયુ, તમારૂ અપમાન કરનાર એ કોણ ?

વજેસીહે કહયું જાલમસીંહજી ! આપણે તો નાહાના રજવાડાના ધણી રહ્યા, એટલે ઠાકરડા કહેવાયા, પણ તમને કેવા કહ્યા ? જાલમસીહે કહયું, તમને કહ્યા તેવા, રાજા રાણી અભીમાનના પહાડ ઉપર ચઢી ગયા છે, ને કહે છે કે તમને ઠાકરડાઓને હમારી કન્યા આપવાની નથી, પણ કોઈ મ્હોટા રાજકુવરને વરશે અને આપણે તો ઠાકરડામા કેમ ?

વજેસીહે કહયું, ને હું પણ ઠાકરડામા ? જાલમસીંહે કહયુ, તમારૂ તો ઠીક પણ મારૂ અપમાન ? અપમાનનો પુરો બદલો ન લઉ તો મારૂ નામ જાલમસીહ નહી, વજેસીહે કહયુ કેવી રીતે ? જાલમસીંહે કહયુ કેવી રીતે શું ? કોઈ પેચ દાવથી વજેસીહે કહયું, એક પેચ મને યાદ આવ્યો છે.

જાલમસીંહે કહયુ, શો ? વજેસીહે કહયું. કોઈ બનાવટી રાજ કુમાર બનાવી ફરેબ કરી તેને રાજકુંવરી સાથે પરણુવવા પેરવી કરવી, રાજારાણી અભીમાનના પહાડની ટોચ ઉપર છે, એટલે આપણા પેચમા પુરેપુરા ફાવીશુ,

જાલમસીહે કહ્યુ, વજેસીંહજી ? તમારૂ કહેવુ બરાબર છે, પણ એવા માણસ કયાથી મળે !

વજેસીહે કહ્યુ પેરવી કરો, એટલે મળી રહેશે પણ જુવ ? પેલુ કે જોશી જેવુ આ તરફ આવતુ જણાય છે. ચાલો તેમને આપણા કામનો પ્રશ્ન પુછીએ, જાલમસીહે કહ્યુ ચાલો, ત્યા જોશી પાસે જઈને કહ્યુ, મહારાજ ? હમારૂ ધાર્યુ કામ ફતેહ થશે કે કેમ ? જોશીએ કહ્યુ, એમ તે પ્રશ્ન પુછાતા હશે ? બેસો, હુ કુંડળી કાઢુ તેની ઉપર દક્ષણા મુકે, પછી ગણીને કહુ

જાલમસીહે કહ્યુ, લ્યો જોશી મહારાજ, તેમ તો તેમ એમ પ્રમાણે કહી ત્યા બેઠા, જોશીએ કુંડળી કાટી તેના ઉપર દક્ષણા મુકી, ત્યા જોશી મહારાજે નવ ગજનુ ટીપણુ ઉકેલ્યુ, ટીપણુ જોઈ કહ્યુ, તમારૂ કામ થશે જાલમસીહે કહ્યુ કયારે ! જોશીએ કહ્યુ બીજો પ્રશ્ન મુકીને કહુ.

જોશીએ બીજી કુંડળી કાઢીને કહ્યુ, દક્ષણા મુકો, જાલમસીહે કહ્યુ, કેટલી વાર ? જોશીએ કહ્યુ, પ્રશ્ન મુકાવો એટલી વાર નહી તો રહ્યુ, મહારી ગરજે મુકતા હો, તો મુકતા નહી જાલમસીહે કહ્યુ, મહારાજ ? તમો પણ ગરજ વરતો છો ખરા ! જોશીએ કહ્યુ, ગરજ વગર હમારો ભાવ કોણ પુછે ! જાલમસીહે દક્ષણા મુકી, ત્યા ફરીથી ટીપણુ ઉઘાડીને તે જોઇ કહ્યુ હાલને હાલ તમારા કાર્યની સીદ્ધિ થશે, વજેસીહ તથા જાલમસીહ જોશીના વચનો સાભળી ખુશી થયા

તે અરમામા ગામના છોકરા રાજકુમારની જે, રાજ-કુમારની જે, એ શબ્દો મોટે સાદે બોલતા તે ઠાકોરોએ સાભળ્યા ( રાજકુમારની જે, ) એ શબ્દથી ઠાકોરો અચબો પામ્યા, અને જોશીને પુછ્યુ, જોશી મહારાજ ! આ રાજ-કુમારની જે શેની બોલાય છે ?

જોશીએ કહ્યુ, એતો અમારા ગામમા સુગીયો કરીને રાજાનો માળી હતો તેનો કુવર ઘમલો દેવનાની વાગે અગારા જેવો પાકયો છે, તેની જે બોલાય છે ઠાકોરોએ કહ્યુ, પણ મહારાજ ! આતો તેની જે નથી બોલાતી, પણ રાજકુમારની જે બોલાય છે, શું ! તે રાજકુવર તો નથી ! જોશીએ કહ્યુ, રાજકુવરતો શુ ! પણ તેથી એ ચડીઆતો

ઠાકોરોએ કહ્યું, એટલે ? જોશીએ કહ્યુ, એટલે શું. તે બધા હુન્નરો જાણે છે બધુ શીખ્યો છે, પણ એક વગર. ઠાકોરે કહ્યુ તે શુ ? જોશીએ કહ્યુ ગાતા, બજાવતા, પહે-રતા, ઓઢતાં, વાચતા વિગેરે તમામ હુન્નરો જાણે છે, પણ એક હુન્નર જાણતો નથી ઠાકોરોએ કહ્યુ, તે શો ? જોશીએ કહ્યુ, કમાતા !

ઠાકોરોએ કહ્યુ, હુન્નરો જાણે છે તેથી રાજકુમાર શેનો કહેવાય ? જોશીએ કહ્યુ, તેને એક દરદ છે, તેથી ડાગળી છટ જેવા થયો છે, તેથીજ છોકરા રાજકુમાર કહી મશ્કરીઓ કરે છે. ઠાકોરોએ કહ્યુ તે દરદ કીયુ ? જોશીએ કહ્યું, પ્રેમનું

પ્રેમની વાત સાંભળી ઠાકોરો અચબો પામ્યા, અને

પુછયુ, વારૂ જોશીજી ! કોની ઉપર પ્રેમ ચોટયો છે ? જોશી કહે કોની ઉપર શુ ! અહીના રાજાની કુવરી ઉપર પ્રેમના કાગળો પણ લખી ચુકયો, અમે સદેશો પણ મોકલી ચુકયો, જાલમસી હેકહ્યુ, ત્યારે તો મારો બેટો ઉસ્તાદ ખરો.

જાલીમસીહે વજેસીહને કહ્યુ, વજેસીહજી ! કાઈ સમજયા ? વજેસીહ કહે ના, જાલીમસીહ કહે, તે આપણા કામનો છે, માટે ચાલો તેને મેળવી જોધપુરનો રાજકુમાર ઠરાવી રાજકુવરી સાથે પરણાવીએ અપમાનનો બદલો લઇએ.

વજેસીહે કહ્યુ, તે બરાબર છે, ગોરમહારાજને કહ્યું ગોરમહરાજ હમને તેની સાથે મેળવશો ? ગોરે કહ્યુ ઘણી ખુશીથી, ઠાકોરો કહે ચાલો ! ગોરે કહ્યુ ચાલવાની કાઈ જરૂર નથી, તમે અહી આજ બેસો હમણાજ આ રસ્તે થઇને નીકળશે તેના ઘરનો રસ્તોજ આ છે, લ્યો હવે હુ જાઉછુ આશીરવાદ ! આશીરવાદ !

આશીરવાદ આપી ગોર વિદાય થયા, ત્યા ધમલો તે રસ્તે આવ્યો, અને રસ્તા ઉપર ઉભા રહી વીચાર કરવામા પડયો

હુ કોણ ? કેવો ? વેલી કુવરી મને પસદ શા માટે ન કરે ? શુ હુ બહેરો છુ ? બોબડો છુ ? લગડો છુ ? કાણો છુ ? કુબડો છુ ? મારા જેવો વર વેલીને કયાથી મળનાર છે ? ભણેલો, ગણેલો, ચાલાક, ચબરાક, હોશીઆર !

જો કોઈ રજવાડામા પરણશે, તો મારા જેવુ સુખ કયાં થી મળશે ! રાજ રાણી થઈ મહેલ રૂપી બધીખાનુ શેવવુ

તેના કરતા હુ શુ ખોટો છુ ! મારી સાથે જે છુટથી વર્તવાનુ મળશે, એવી છુટ રજવાડામા કયાથી મેળવી શકનાર છે. (ધમાની ડોશી આવે છે)

ડોશીએ કહયુ, દીકરા ધમા ! ધમાએ કહયુ, હરમા નજી વાસે પુછડુ લાગુને લાગુ જયા જઉ ત્યા ડોશી પાછળની પાછળ ડોશીએ કહયુ. દીકરા ? તે શુ કરવા ધાર્યુ છે ! ધમે કહયુ ડોશી ! એઇ ડોશી ! શુ કરવાનું હતું ! ડોશીએ કહયુ, તારો બાપતો પાચ માણસમા પુછાતો હતો અને પચાતીઓ ગણાતો હતો આપણે આમતે રખડે પાલવે ! આબરૂદારનુ એ કામ નહી

ધમાએ કહ્યુ, મારે એવી માથાફોડ કરવી નથી અમહુ તો મારા મનનુ ધાર્યું કરવાનો, અને મનની મોજ પ્રમાણે ફરવાનો, સમજી ? ડોશીએ કહ્યું, ત્યારે શુ તુ ઘેર નહી આવે ! ધમે કહ્યુ છટ છટ હવે રાજકુવરીને પરણવાનો, તો શુ એવા ઝુપડામા રહેવાનો કે ? ડોશીએ કહ્યુ, હાય ? હાય ! તારા બાપની ઇજત હલકી કહેવરાવવા બેઠો છુ ? એવું બોલીશ તો રાજા તને ગામમાએ નહી રહેવા દીયે સમજયો ?

ધમાએ કહ્યું, ડોશી ? એઇ ડોશી ? એ શુ બોલી ! રાજા શું કરનાર હતો ! રાજા નામનો મુખ્તીઆર છે, કોઇના મનનો નથી સમજી ! ડોશીએ કહયુ, ત્યારે તુ હારા ઠેકાણે પરણયો હુ કામ ? ધમાએ કહ્યુ, હુ કયા ખુશીથી

પરણ્યો હતો ! તમે પરાણે પરણાવ્યો હતો ને હજુ શું વળી ગયું છે એવી કદરૂપી અને બેડોળ બેરીને શું કરૂ ? આપી દો છેડાછુટકો

ડોશીએ કહ્યું, શું તેં તારા બાપની ઈજત ઉપર પાણી ફેરવા ધાર્યું છે ! ધમાએ કહ્યું, ડોશી ? એઈ ડોશી ? જેમ મેલા કપડા ઉપર પાણી ફેરવવાથી તે સાફ થાય છે, તેમ બાપની જુની ઈજત ઉપર પાણી ફેરવાથી ઈજત સાફ થાય છે ચાલ્ય ચાલીજા (ધક્કો મારે છે, ડોશી પડી જાય છે, ) ડોશી ! એઈ ડોશી ! પડી કેમ ગઈ ! શું મશાણમા જવું ધાર્યું છે ! ( ડોશી જાય છે )

જાલમસીહ અને વજેસીહ ધમલા પાસે જઈ કહ્યું હમારે તમારી સાથે કેટલીક વાત કરવાની છે ધમલે કહ્યું, મને ફુરસદ નથી, પણ તમે કોણ છો ! જાલમસીહે કહ્યું, તમારા હીતસ્વી, ધમલે કહ્યું શી બાબતમા, તમે જે બાબતનો વીચાર કરો છો તેજ બાબતમા સમજ્યા ? ધમલે કહ્યું, કોઈ ? જાલમસીહે કહ્યું, કોઈ શું ? વેલાને પરણવાની, પણ જાણો છો ? હમારા વીના તમે ફતેહ મેળવી શકનાર નથી, કારણ તમો ગરીબ છો

ધમલે કહ્યું વારૂ ! કેવી રીતે ફતેહ મળશે ! જાલમસીહે કહ્યું, કેવી રીત શું ? તે રસ્તો હમારી પાસે છે, પણ હમો કહીએ તેમ વર્તવું પડશે, ધમલે કહ્યું. તૈયાર છું પણ વેલી મળશે ? જાલમસીહે કહ્યું હા, મળશે, અને ત-

મારા મનોરથ ફળશે, પણ તે તમારા એકલાથી બનવાનુ નથી

અરજણીઓ કે જે કાગળ લઇ વેલી પાસે ગયો હતો, તે આવ્યો, અને કહ્યુ, ધમલા ! નખ્ખોદ ! આવુ કામ તે ભળાવાતું હશે કે ? ધમલે કહ્યુ, પણ છાનો રહેને? મુગો મરને ! અરજણીએ કહ્યું, પણ મને પહેલુ કહેવુ હતુ તો ખરૂ? ધમલે કહ્યું, પણ જવાબ લાવ્યો ? અરજણીએ કહ્યું હા એમ કહી એક તમાચો લગાવી દીધો

તમાચો પડયો, તેથી ધમો ચીહીડાયો, અને કહ્યુ ગધેડા ! તમાચો કેમ માર્યો ! અરજણીએ કહ્યુ, એ જવાબ ધમલે કહ્યુ, શું મારૂ અપમાન ! અરજણીએ કહ્યુ, હા ! હા ! તારૂ અપમાન, તુ તે એક માળીનો છયો ગા હીસાબનો ? એ પ્રમાણે કહી અરજણીઓ વિદાય થયો

ધમલાએ ગુસ્સામા આવી કહ્યુ, પણ હુ માળીનો છોકરો શા માટે થયો ? બરા મારૂ અપમાન કરનાર એ કોણ ! ભર્યા બજારે લાજ લુટુ ત્યારેજ મારૂ નામ ધમલો માળી, એ પ્રમાણે કહી રોફમા જવા માંડયુ ત્યા જાલમ ગીહે તેને અટકાવ્યો, અને કહ્યુ, તેમ કરવાની જરૂર નથી. હમે કહીએ તેમ કરો એટલે બેડો પાર. ધમલાએ કહ્યુ, ત્યારે આ દાસ છે તૈયાર, હવે ગાસો ઉતાવરા કરો થાય છે વાર.

જાલમગીહે કહ્યું, એમ ઉતાવળે આબા નહી પાકે. પ્રથમ હમો કહીએ તેમ કરો. ધમલે કહ્યુ ' શું ! જાલમ

સીહે કહ્યુ, તમે બનો જોધપુરના બનાવટી રાજ્ય કુમાર; ધમલાએ કહ્યુ પણ વસ્ત્ર શણગાર ! જાલમસીહે કહ્યું તે દેનાર આ ઉભા તેયાર

ધમલે કહ્યુ. શુ ! રાજા ! રાજા ! જાલમસીહે કહ્યુ, હા, રાજા, પણ જો જો ! મનને કાબુમા રાખજો પોગળ પકડાઈ જાય નહી, ધમલે કહ્યુ, તેમા આ શેવકને કહેવુ નહીજ પડે રાજા ! રાજા ! બદા હવે જોધપુરના રાજકુમાર ( જાલમસીહ તથા દજેમીહને ) પણ તમારો તો તાબેદાર

બહુ સારૂ, અમે વસ્ત્ર શણગાર તેયાર કરી રાખીએ છીએ, તેટલામા તમે આવી પહોચજો, ઢીલ કરતા નહી. ધમલે કહ્યુ આ આવ્યો

ગાયન

ધમો— (ચાલી જા ચાલી જા અહીથી) એ રાહ

બનુ હુ રૂડો એ ભામા ભરથાર,
નમાલુ આકડો, બદો આ ફાકડો, કેવો છુ વર,
છેલોનો સરદાર

રીઝાવી, પટાવી, ફંદામા ફસાવી, નેનોમા મીલાવી,
કરૂ મોહોરદાર.

જુઠ વીણ નવ પહોચાય પાર,
જોધપુરનો બનુ રાજકુમાર,
જુઠુ જગ માને, સાચુ ન પીછાણે, પસ્તાય તે ટાણે;
જાણે જેની વાર — બનુ

## પ્રકરણ ૯ મું

### પીતા પુત્રી વીવાદ, વીણાનો પીતાને બોધ.

રાયસીહે કહ્યું, બોલ્ય વીણા ! મારી સાખીનો જવાબ કોણે લખ્યો ! વીણાએ કહ્યુ, પીતાજી મે લખ્યો રાજાએ કહ્યુ, શુ લખ્યુ ? વીણાએ કહ્યું, તમે વાચ્યુ તો હશે ? રાજાએ કહ્યુ, તોપણ તુ તારે મોઢેનીજ કહેને ? વીણાએ કહ્યુ, પહેલા તો કુભારનુ સુખ વખાણનાર કુભારને ધન્ય વાદ, રાજાએ કહ્યુ, પછી ? વીણાએ કહ્યુ, જેને ઘેર સુઘડ નાર, તેજ સુખમા સુનાર.

રાજાએ કહ્યુ, શું કુભાર સુખમા સુનારો નથી ? વીણાએ કહ્યુ, ના ! તેને સુખમા સુવાનુ શેનુ હોય ? સવારના પહોરમા વ્હેલુ ઉઠી ગધેડા લઈ માટી ખાણે જવું, ત્યા માટી ખોદવી, ઉપાડી ગુણોમા ભરી ગધેડા લાદવા, પછી ઘેર આવવુ, એવા એવા બને એટલા ફેરા સાજ સુધી કરવા, કહો તેમાં તે સુખે સુનાર શેનો ?

રાજાએ કહેયુ, પણ તેને રાજા જેટલી ચીતા તો ન હીજને ? વીણાએ કહેયુ, ચીંતા કેમ નહી ? સવારમા વ્હેલુ મોડુ ઉઠાય, તો માટી ઓછી લવાય, માટે વ્હેલુ ઉઠવુ તે ચીતા, વાસણો બનાવવા માટી કેળવવી, અને તે બરાબર નહી કેળવાય, તો વાસણો સારા નહી થાય, તે ચીતા ! વાસણો પકવવાની ચીતા ! ઘરબારની ચીતા ! માણસ માત્ર ચીતા દેવીના કબજામા સપડાયેલા છે, તો કુભાર સુખી શાનો ?

રાજાએ કહ્યુ, ત્યારે સુખી કોણ? વીણાએ કહ્યુ, એક તો સુખે સુવે મુરખ, કે જેને કોઈ વાતનુ ભાનજ ન હોય, બીજો સુખે સુવે બાળક કે જેને વાતનુ જ્ઞાનજ ન હોય, ત્રીજો સુખે તે સુવે કે જેને કોઈ રીતનો ઉઠાવવાનો ન હોય ઘરનો ભાર, અને ચોથો સુખે સુવે તે જેને ઘેર સુઘડ નાર

રાણીએ કહ્યુ, ત્યારે અમે તો કુવડ કે! વીણાએ કહ્યુ, હા, જેના પતીને સુખે સુવાનુ નહી, તે બધીએ કુવડજ, સુઘડ સ્ત્રી પતીના માથે પડેલી ચીતામા ભાગ લઈ પતીનો ચીતાનો બોજો હલકો કરનાર છે, કુવડ સ્ત્રી તે બોજો વધારનાર છે

રાજાએ કહ્યુ, ચીબાવલી છોકરી! ત્હારા વિના પીતાને કુભાર કહેજ કોણ? વીણાએ કહ્યુ પીતાજી! જો આપેજ લખ્યુ છે, તેવુ જાણુત, તો તેવુ ન લખત, છતા મને યોગ્ય જણાયુ તે લખ્યુ છે, તમોએ આપેલી કેળવણીનો સદઉપયોગ કર્યો છે, તેથી તમારે ખુશી થવાનુ છે

રાણીએ કહ્યુ, સાભળ્યુ! તમને કુભાર લખ્યા, તેથી તમારી માનીની પુત્રી કહે છે કે તમોએ આપેલી કેળવણીનો સદઉપયોગ કર્યો છે, તેથી ખુશી થાઓ? આવુ તો આજ સાખે, જો, કોઈ બીજો હોય, તો પછી ખબર પડે

વીણાએ કહ્યુ, ખબર શી પડવાની છે! ખરી વાતમા ખાર હતો હશે કે! રાજાએ કહ્યુ, શુ ખરી વાત! વીણાએ કહ્યુ, હા કુંભાર જેવા વીચાર લખ્યા, તેથી કુભાર લખ્યા તેમા ખોટી વાત શાની?

કમભાગ્ય છોકરી ! હુ કોણ છુ, તે તું જાણે છે? વીણાએ કહયુ હા ! ગજા રાયસીંહે કહ્યુ, હુ શુ કરી શકું છું? તે તુ સમજે છે? વીણાએ કહયુ, પીતાજી ! નાહક હુપદ શા માટે કરો છો ! હુ કરૂ છુ, ને કરીશ, એવુ સમજનાર માણસ મુરખનો સરદાર છે

છપ્પો.

હુ પદે રાવણ રાય જુવો રણમા રોળાણો
કૌરવ દુર્યોધન સમ ચાચર ચોળાણો
ઉંચા કીચક પ્રધાન હુ પદે ઝાઝો કુલ્યો
નતબ ધુએ સાથ ભીમના હાથે ડુલ્યો
હુ પદમા વસનાર કોઈ થયો સુખી નહી જાણીઓ
જેઠો કહે હુંપદ તજો શીદ હાથે ડુલો પ્રાણીઓ

માટે પીતાજી નાહકની હુપદ રહેવા દો ! રાયસીંહે કહયુ કમ ભાગ્ય છોકરી! રાયને રંક તે હુજ બનાવુ છું, ને રંકને રાય પણ હુ જ કરી શકુ છુ, મારી મહેરબાનીથી ખમા ખમા થાય છે, ને મારી કફા મરજીથી હાડ હાડ થાય છે

વીણાએ કહયુ, પીતાજી ! તમે શું કરો છો ! બનવા કાળજ બને જાય છે. તમારી મેહેરબાની, અને તમારી કફા નજર તે તો ફકત કારણરૂપ છે, ઇશ્વર ઈચ્છા બળવાન છે. ઇશ્વરની કૃપા દ્રષ્ટી જે પ્રાણીપર હોય તે પ્રાણીપર તમે ગમે તેટલી કફા દ્રષ્ટી કરો, તે કફા દ્રષ્ટી ખાંડ ખાય છે, ઇશ્વરની જેના ઉપર કફા દ્રષ્ટી હોય, તેના ઉપર ગમે તેટલી કૃપા દ્રષ્ટી કરો તે કામ આવતીજ નથી; માટે પીતાજી! રાય

અને રંક, સુખી અને દુખી બનાવાવાળો ઇશ્વર હાજરાહજુર છે તમારાથી કાંઇજ બનતુ નથી

રાણીએ કહ્યુ, જોયુ ! તમારી કૃપા દ્રષ્ટીથી કાંઇજ બનવાનુ નથી, ને તમારી કફા દ્રષ્ટી ખાડ ખાય છે ! હમણા કોઇક કંગાલની સાથે વગાવે, તો તો બધીએ ખબર પડે વીણાએ કહ્યુ, ખબર શી પડવાની છે ભાગ્ય બળવાન છે

રાજાએ કહ્યુ અભાગણી છોકરી ! મારી તારા ઉપર કફા દ્રષ્ટી થાય, તો તને ટુકડો રોટલોએ ન મળે સમજી ? એતો ઠીક છે કે છોકરૂ ગણીને હસી કાઢુ છુ

વીણાએ કહ્યુ પીતાજી ! નાહકની હુપદ શામાટે કરો છો ! કીડીઓ અનાજનો સંગ્રહ કરે છે, તેને કોણ આપવા જાય છે ! ચકલી સુખે નિર્વાહ કરે છે, તેને કોણ પાળવા જાય છે, બીલાડી દુધ પીએ છે, તેને કોણ પાવા જાય છે ! એ તો પોતપોતાની જાત મહેનત અને કીસમત

વેલીએ કહ્યુ, પીતાજી ! દુનિયામા રાજા બે, એક ગામના રાજા ! અને બીજા મેઘરાજા ! રાયગીહે કહ્યુ, અભાગણી વીણા ! સાભળ્યુ ? વીણાએ કહ્યુ, શુ સાભળુ ! સ્વાર્થ સાધી લેવાની કપટ જાળ છે, વેલીએ કહ્યુ અમારૂ કલ્યાણ તો તેમનાથી છે તેમની કૃપાદ્રષ્ટીથીજ મારૂ કલ્યાણ છે વીણાએ કહ્યુ વીધીએ નિર્મ્યુંજ બને જાય છે, તેમની કૃપાદ્રષ્ટીથીજ કલ્યાણ માનવુ તે ખરેખરી મુરખાઇ છે. તેમનાથી કાંઇ બનવાનુજ નથી, પોતાના ભાગ્ય પ્રમાણેજ બને છે, રાણીએ

કહયુ, હમણા કોક કંગાલ સાથે વરાવે, તો ખબર પડે, પછી ભાગ્ય જણાય હમો તો હમારૂ કલ્યાણ તેમનાથીજ સમજી છીએ.

વીણાએ કહ્યુ નાહકની પ્રપંચ જાળ શા માટે પાથરો છો? ઈશ્વરની તો બ્હીક રાખો, ગણીએ કહ્યુ, ત્યારે શુ હમો પણ ત્હારી પેઠે કુભાર કહીએ, તો સારૂ કેમ? એતો એજ ઠીક છે, ને જો આવા વેણ મારી વેણી બોલી હોય, તો તેની જીભ નહી ખેંચી કાઢુ, પણ શુ કરીએ, અપગ્માથી કાંઈ થાય છે? જો કાંઈ કહીએ તો લોકો શુ કહે?

રાજાએ કહયુ હીણભાગી છોકરી! હું નથી બોલતો, તેમ તુ ચઢી કેમ? વીણાએ કહયુ, પીતાજી! ચડયા છો તો આપને, ચઢાવનારા આ મારા માજી તમારી પડખે ઉભા છે. ગણીએ કહયુ જો અભાગ્યણી બોલે છે પોતે, ને નાહકનો મને દોષ આપે છે!

વીણાએ કહ્યુ માજી! હુ શુ બોલી છુ? જેને ઘેર સુઘડનાર, તેજ સુખમા સુનાર, એજ કે બીજુ? આટલુ બધુ ટાયલુ તો તમેજ કર્યું

રાજાએ કહયુ, વીણા તને એક કંગાલની સાથે વરાવીએ તો તું તેને સુખે સુનાર બનાવીશ ખરી! વીણાએ કહયુ, પીતાજી? કંગાલ તો શુ? પણ મુરખ, રોગીઓ, કોઢીઓ, પતીઓ, જેવો પતી મારા કર્મે લખ્યો હશે, તેવો મને મળશે; તમે શુ વરાવશો? તેને માટે તો વીધીએ અગાઉ-

થીજ નીર્માણ કરી ગયું હશે તમે તો એક દલાલરૂપ છો ત્યા પ્રધાનજી આવી પહોચ્યા

પ્રધાનજીએ કહ્યુ, જોધપુરનો રાજકુમાર રીસાઇને આ તરફ આવ્યા છે રીસાલા વીના નીકળી આવ્યા છે જાલમસીહ અને વજેસીહ તેમની સરભરામા છે રાયગી હે કહ્યુ, શુ જોધપુરના રાજકુમાર રીસાઇને અહી આવ્યા છે? જાઓ તેમને બહારના બગીચામા ઉતારો આપો, અને તેમની સરભરામાં રહેાૃ હુ રાણીસહ ત્યા આવી પહોચુ છુ

પ્રધાનજીના ગયા બાદ રાણીએ કહ્યુ, પ્રાણનાથ! જોધપુરના કુમાર રીસાઇને કેમ નીકળ્યા હશે? રાજાએ કહ્યું, એ તો રાજકાજ છે એમને એમ ચાલ્યુ જાય છે રાણીએ કહ્યુ, પણ જો જો! આવો અમુલ્ય અવસર ખોતા નહી ઘેરે બેઠે ગગાજી મળી ગયા છે, જો જો આ સુકા જોડે લીલુ બાળતા નહી?

રાજાએ કહ્યુ, પ્રીયા! તેતે બને વીણાને કહ્યુ, બોલ્ય વીણા? જો જોયુ! સુખી અને દુખી કરનાર હુજ છુ તે ખરૂ કે ખોટુ? જો! વરીને જોધપુરના કુમાર સાથે પરણાવી મહાની સુખી બનાવુ છુ બોલ્ય હવે ત્હારી શુ ઇચ્છા છે

વીણાએ કહ્યુ, પીતાજી! ઇચ્છાનુ શુ પુછો છો? હુ તો પ્રથમથીજ જણાવી ચુકીછુ કે જે પતી નશીબમા લખ્યો હશે તેજ મળશે તમારાથી કાંઇ બનવાનુ નથી. રાજાએ કહ્યુ,

કેમ ભાગ્ય છોકરી ! તારૂં ભાગ્યજ તને બોલાવે છે, મને ખાત્રી છે કે તુ દુખી થઇશ, અને રખડી રવડીને મરીશ, માટે હજુ પણ તારા માટે દયા ખાઇને પુછુ છુ, કે તારા ફુટેલા કર્મના ઓષધ રૂપ કાઇ બોલ્ય ?

વીણાએ કહ્યુ, પીતાજી ! શુ બોલાવો છો ? ભાગ્યની બલહારી છે તમારા હુંપદમા હુ તણાવાની નથી તે નથીજ, તની ખાત્રી રાખજો ખોટુ ડોળ ઘાલુ બોલનાર તમારી પાસે આ ઉભા, તેમને બોલાવો, અને તેમનુ ભલુ કરો, હું તો મારે ભાગ્યની ભક્તાણી છુ

રાજાએ કહ્યુ, ઠીક છે, તને તો એક કંગાલ વેરેજ વરાવીશ, તે શીવાય તને સમજ નહી પડે વીણાએ કહ્યુ પીતાજી ! મારૂ જરા સાભળો તો ખરા !

વીણા-- ગાયન

(અરે શુ માનવનો અભિમાન) એ ગઝલ

ખરે છે કાયા કાચો કુભ વણસતા વાર નથીરે
પ્રાણી શીદ ધરો હુંપદ નાદાન માયામા મરો મથીરે
માયામા મરો મથીરે, છેવટે સાર નથીરે-- ખરે.
ક્ષણુ અવસરમા ક્ષણુ એક સુખની છે એ રે કીહા
કરો હુંપદ પણ દુખ દુખ છે જીહા ને તીહા
સમજો પ્રાણી નાદાન-- ખરે
નાયા મુસાફર દે તજી અહંકારને અભીમાનની
અહંકારને હુંપદ નીશાની જાણુ નક્કી હાણુની

રાવણ સરીખાએ કર્યો નહી મળી કમાણી લ્હાણની
રામેજ આપે રોળીઓ કીધી ખુવારી પ્રાણની— ખરે.

રાજાએ કહયુ, ઠીક છે ઠીક ! એતો જાણી તને જાણની પુછડી થઈ છુ તે ! એમ કહી રાજા રાણી વેલી કુવરીસહ જોધપુરના કુમારને મળવા માટે ગયા. અને વેલી પીતાની હુંપદનો પશ્ચાતાપ કરતી મહેલમા બેશી રહી

## પ્રકરણ ૧૦ મું.

### બનાવટી રાજકુમાર ધમલો માળી.

ધમલો માળી જોધપુરના રાજકુમારના પોશાકમા તલ્લીન થઈ આનદમા આવ્યો છે, ત્યા જાલમસીહે કહયુ, ધમા ! જોજે પોગળ વેરાઇ જાય નહી ધમે કહયુ, ઠાકોરો ! કોઈ વાતની ચીતા રાખશો નહી, મોગ્ના ઈડામા ચીતરવાનુ હોયજ નહી, એમા મને કહેવુ નહી પડે, રાજા રાણીને આવવા દો, પછી જુવો મારો રોફ ! કોઇ કળી જાય, તો તો થઈજ રહયુ ના, ધમાભાઈને જેવા તેવા સમજશો નહી

જાલમસીહે કહયુ, જો ? પેલી રાણી વેલી કુવરી સાથે આવે છે કુવરીના પ્રેમમા અધ થઈ આડુ અવળુ બોલી જતો નહી, રાજા રાયસીહ પણ સાથેજ છે ધમે કહયુ, ફીકર નહી આવવા દો, પણ રાણી તો કુવરીને લઈ મહેલ-

મા ગઇ, ને રાજા એકલા આવતા હોય એમ જણાય છે.
( રાજા આવે છે. )

રાયસી હે જોધપુરના બનાવટી કુંવરને રાજ્ય રીતે સલામ ભરીને માન આપ્યુ, અને પુછયુ રાજકુમાર ! આપ તો મોહોટા રાજ્યના ધણી છો, છતા આમ એકલા કેમ ચાલી આવ્યા છો ? બનાવટી કુમારે કહેયુ, પીતા સાથે રાજકાજમા બોલવુ થયુ, તેથી રીસનો માર્યો ચાલી નીકળ્યો છુ પાછળથી સમાચાર તો આવી ગયા, કે જોધાણનાથ પસ્તાય છે, અને તમારા વીના મુઝાય છે, માટે જોધપુર પાછા આવો, પણ નીકળ્યો તે નીકળ્યો, ફરી ફરી દેશાટણ મળવાનુ નથી એમ ધારી આ તરફ ફરીને પાછુ રાજ્યમા જવા વિચાર છે

જાલમસિ હે કહેયુ કૃપાનાથ તમો તો જતા હતા, પણ હમારી વીનવણીથી અઠવાડીયુ રોકાવા વચન આપ્યુ છે, આપ રાજવીની સેવાનો અલભ્ય લાભ અમને ફરીથી કયાથી મળનાર હતો ! રાયસી હે ઠાકોરના પણ ધન્યભાગ્ય, કે આપ જેવા પવિત્ર રાજકુમારના દર્શનનો લાભ તેમને મળ્યો.

રાયસી હે કહેયું, ખરૂ છે જાલમસી હજી, રાજકુમારે મને અને મારા રાજ્યને પાવન કયુ છે. મને સમાચાર મળતાજ હુ મળવા માટે ચાલી આવ્યો, તમારા માટે સોઇ કરવા પ્રધાનને ભલામણ કરી છે

જાલમસી હે કહેયુ, હજી સુધી તો કઇ બદોબસ્ત થયો

નથી, રાયસીહે કહ્યુ પ્રધાનજી તેને માટેજ રોકાણા છે. પણ કુમાર સાહેબ! આપના રાજ્યમા ઘોડુ કેટલુ ? લશ્કર કેટલુ ? ખજાનો કેટલો ? તે કૃપા કરીને જણાવશો

બનાવટી કુમારે કહ્યુ રાજકુમાર તે વાણીઆના છોકરાની માફક હીશાબ રાખતા હશે ? જાલીમસીહે કહ્યુ ખરૂ છે કૃપાનાથ ! ખજાનો, અથાગ ઘોડુ અને અગણીત લશ્કર, તેની ગણતરી કેવી રીતે થઇ શકે ! અને હીસાબ તો રાખનાર રાખે, તે કાંઇ રાજકુમારો તે રાખતા હશે કે ? રાયસીહ ઠાકોર ! આ પુછવુ તમારૂ ગેર વ્યાજબી છે

રાયસીહે વીચાર્યુ, આ કુમારનુ કહેવુ બરાબરજ છે, જોધપુરનુ રાજ્ય, તે કાંઇ નહાના રજવાડા જેવડુ નથી, જેના તાબામા હજારો ગામ છે, અને શ્રેષ્ટ રાજ્ય કહેવાય છે, તે હીસાબ કેવી રીતે રહે ! એ પ્રમાણે વીચાર કરી જાલમસીહને કહ્યુ ખરૂ છે જાલમસીંહજી ! મારી ભુલ થઈ, જાલમસીંહે કહ્યુ, એવી ભુલ આપણે નહી કરવી જોઇએ, કદાપી કુમારને ખોટુ લાગે, રાયસીંહે કહ્યુ, હજુ પ્રધાનજી કેમ ન આવ્યા ? જાલમસીંહે કહ્યુ, તેઓ રાજકુમાર માટે સોઈ કરવ ના રોકાણા હશે, રાયસીંહે કહ્યુ, જાલમસીંહજી હુ લગાર કામ પ્રસગે જાઉ છુ, તે હાલ આવુ છુ

જાલમસીંહે કહ્યુ, બહુ સારૂ પધારો રાયસીંહ ગયા ત્યા ધમાએ કહ્યુ, કેમ ઠાકોરો કેવો રોફ બજાવ્યો છે ? ઠાકોરે કહ્યુ ધન્ય છે તારી ચતુરાઇને ! પણ આ તો ફકત

રાજાનેજ તમારી ચતુરાઈ બતાવી, પણ રાણીને બતાવવાની બાકી છે

ધમાએ કહયુ, કાઈ ફીકર નહી, જાલમસીંહે કહયુ, રાજા કરતા રાણી વીશેશ ચતુર છે ધમાએ કહયુ, તો આ ધરમસીભાઈ કયા ઓછા ચતુર છે? જાલમસીંહે કહયુ જુવો સામેથી પેલી કુવરી સહ રાણીજી આવે છે જો જો ચતુરાઈમા ખામી આવે નહી! ધમે કહયુ, કાઈ ફીકર નહી. આ પ્રમાણે વાતો કરે છે, ત્યા રાણી આવી પહોચી

રાણીએ આવી બનાવટી રાજકુમારને રાજની રીત પ્રમાણે આવકાર આપ્યો, અને કહયુ, કુમાર સાહેબ! આપના પધારવાથી હમો ઘણાજ ખુશી થયા છીએ, તમોએ આંહી પધારી આ રાજ્યને અને અમોને પાવન કર્યા છે.

બનાવટી રાજ કુમારે કહયુ, રાણી ઘણા ચતુર લાગે છે, પણ રાજા તો તદન મુર્ખ જેવાજ છે, એકદમ અહી આવી પુછવા માડયું કે તમારા રાજ્યમા કેટલુ ઘોડુ છે, કેટલું લશ્કર છે, કેટલો ખજાનો છે, કેવુ મુર્ખતા ભર્યું પુછવુ? શુ રાજ કુમારો તે વાણીઆના છોકરાની માફક હીસાબ રાખતા હશે કે?

રાણીએ કહયું, કુમાર સાહેબ! તેથી ખોટુ લગાડવુ નહી. તેમના બોલ્યા સામુ જોવુ નહી. જો તે પ્રમાણે કમઅક્કલ ન હોત તો પછી ઠાકોર શાને કહેવાત? આપની વાત તે થાય?

વેલીએ કહ્યુ, આ પોચીયો તેમના હસ્તને કેવી દીપાવે છે? જાણે આકાશમા તારા ચમકતા હોય, તેવા હીરા તેજમા ચમકી રહ્યા છે, મોહોટા રાજ્યના દાગીના પણ રાજ્ય જેવાજને?

બનાવટી કુમારે કહ્યુ, શું આ પુચીઓ તમોને ઘણી જ પસદ છે, એ તો હીમાચળની કન્યા વીંધ્યાચળ વેરે પરણી, ત્યારે મારા વડા દાદાના વડા દાદાના વડા દાદાને ઈનામમા મળી હતી

રાણીએ કહ્યુ, આ હાર કોટને દીપાવે છે? હારના મોતીનું તેજ તો અજબજ છે બનાવટી કુમારે કહ્યુ, તે તમને પસંદ છે એ તો ઉત્તરનુ રાજ્ય જીત્યુ, તે વખતે મારા વડા દાદાના વડા દાદાને ઈનામમા મળ્યો હતો, લ્યો તમારે જોઈએ તો

જાલમસીંહે માનમા સમજાવી કહ્યુ, તે તારા ભાનું ન હોય સમજ્યો? બનાવટી કુમારે કહ્યુ, ઠાકોરો! અમારા જેવા રાજવીઓ ઉદારતામા પાછા પડતાજ નથી, રાણીએ કહ્યુ શુ છે? બનાવટી કુમારે કહ્યુ, ઠાકોરોના ભાની પુંજી ઓછી થતી ન હોય! તેમ મને રોકે છે પણ હું સમજુ છુ કે, રાણી કાંઈ અજાણ નથી, ને ઈનામની ચીજો કોઈને ન અપાય; રાણી કહે ખરૂ છે રાજ કુમાર સાહેબ! ભેટની ચીજ કાંઈ થોડીજ કોઈને અપાય છે!

વેલીએ કહ્યુ, શી ચતુરાઈ! ચતુર નરની બલહારી

છે બનાવટી કુમારે કહ્યુ, તમારા વચન તો મોગરાના પુષ્પો જેવાં મનહર છે; તેની તુલના કાંઈ થાય તેવી છે?

દુહો.

મધુર મનહર વેણુ આ લાગે પુષ્પ સમાન,
ત્રપ્તી ન થાયે કર્ણને, પીતા અમૃત પાન.

વેલીએ કહ્યુ, આવો દુહો અહીંઆ એક માળીનો છોકરો રહે છે, તેણે કહ્યો હતો, પણ કયા તે? અને કયા આ! બનાવટી કુમારે કહ્યુ, શુ માળીના છોકરાએ આવો દુહો કહ્યો હતો? વેલીએ કહ્યુ, હા બનાવટી કુમારે કહ્યું, શુ માળીનો છોકરો એવો કાવ્યમા કુશળ છે? વેલીએ કહ્યુ નારે ના! તમારા કાવ્ય આગળ તેની કવીતા તો તુચ્છ છે કયા તમારૂ મીઠુ મનહર કાવ્ય અને કયા તેની બેઢબ કવીતા! રાજા આવે છે

રાણીએ કહ્યુ, પ્રાણનાથ! હવે પેલી વાત ઉપાડોને? રાજાએ જાલમસીંહને કહ્યુ, જાલમસીંહજી! આ રાજકુમાર સાથે મારી વેલી કુંવરીના લગ્ન કરવાની ઈચ્છા છે માટે મારી તરફથી બેવાના કહીને ચોકડુ બેસાડી આપો વેલીને કહ્યુ, તુ હમણા મેહેલમા જા

જાલમસીંહે બનાવટી કુમારને કહ્યુ, કુમાર સાહેબ! રાયસીંહ ઠાકોર તેમની વેલી કુવરી તમારી સાથે વરાવવા ઇચ્છે છે. રાજ્ય કુમારે કહ્યું; ના રે ના! એવી કુવરીઓ સાથે લગ્ન કરતા ફરીએ, તો પછી દરબારમા માચ પણું

નહી, સમજ્યા? પીતાજીની આજ્ઞા શીવાય તે બનેજ કેમ?

રાયસીંહે કહેયુ, કુમાર સાહેબ! રાજકુમારને વળી આજ્ઞા કેવી? બનાવટી કુમારે કહેયુ, શુ તમારી એવી ઇચ્છા છે? રાયસીંહે કહેયુ, તમારા મોહોટા રાજ્ય સાથે સબધ બાધવા ઘણોજ ઇતેજાર છુ, માટે આટલી ઇચ્છા પુરી કરો.

બનાવટી કુમારે કહેયુ, ભલે, આ ખાડા સાથે વરાવો રાયસીંહે કહેયુ, ખાડા સાથે નહી, પણ હાથેવાળે વરવાની ઇચ્છા છે બનાવટી કુમારે કહ્યુ, આપણા રાજપુત્રો કદાપી હાથેવાળે પરણતાજ નથી.

જાલમસીંહે કહ્યુ, ખરૂ છે કૃપાનાથ! રાજપુત્રો હાથેવાળે પરણતા તો નથી રાયસીંહે કહ્યુ, જાલમસીંહજી! તમે વળી એવુ કેમ બોલો છો? કહોને કે ઘણી વખત હાથેવાળેથી પણ કેટલાક રાજપુત્રો વર્યા છે, અમારી તરફથી ઉપાડ કરતા રહો જાલમસીંહે બનાવટી કુમારને કહ્યુ, કુમાર સાહેબ! હાથેવાળેથી પરણવાના પણ ઘણા દાખલા છે માટે હાથેવાળે પરણવામા વાધા જેવુ તો નથી, બનાવટી કુમારે કહ્યુ, જેવી તમારી મરજી, શુ રાયસીંહજીની ઇચ્છાનો અનાદર થાય તેમ છે

રાયસીંહે કહ્યુ કૃપાનાથ એટલી આપની કૃપા છે એટલે હમને સતોશ છે રાણીએ કહ્યુ, પ્રાથનાથ! હવે ગોરને બોલાવો, વીલબ શા માટે કરો છો? તે અરસામા પ્રધાનજી બનાવટી કુમાર માટે સોઈ કરી આવી પુગ્યા

પ્રધાનજીએ આવી રાયસીંહને પ્રણામ કરી કરેલી સોઈ કહી કે બહારની વાડીનો બ ગલો ઉઘડાવી તૈયાર કરાવ્યો છે. એ પ્રમાણે કહી બનાવટી રાજકુમારને રાજ્ય રીતે જોધ-પુરી ભાષામા પ્રણામ કર્યા અને આશીશ આપી

પ્રધાનજીએ કહ્યુ, આપડો હામ અગાર નમેહે, એક-લ ગજી આપડી આશા પુરી કરેલા

બનાવટી કુમારે ગુસ્સામા કહ્યુ, શું બોલ્યા? શુ બોલ્યા? પ્રધાનજીએ કહ્યુ, આપની જોધપુરી ભાષામા આપને પ્રણામ કર્યા શુ તમારી ભાષા તમો સમજતા નથી કુમારે કહ્યુ, ના, જે ભાષા તમે બોલ્યા તે હુ સમજતો નથી.

રાયસીહે કહ્યુ શુ કહ્યું બનાવટી કુમારે કહ્યુ, હમારી જો-ધપુરી ભાષામા મને ગાળો ભાડી અઠે કોઈ દુસરા હોતા, તો દોન ટુકડા કરૂન મારૂન ટાકલા હેલા, ઉપરના શબ્દો ગુસ્સાના સાભળી, રાયસીહે પ્રધાનજીને બહાર મોકલ્યા, અને કહ્યું, કુમાર સાહેબ! એતો અજ્ઞાન છે, એમના બોલ વા સામુ આપ જોશો નહી

બનાવટી કુમારે કહ્યુ, શુ મારૂ અપમાન! તે પણ ગા-ળોમા રાજાએ કહ્યુ, એતો મુરખ છે, કુમારે કહ્યુ, શુ મારી જોધપુરી ભાશા મને યાદ નહી હોય! રાયસીંહે કહ્યુ, કેમ ન હોય, હું એક વખત એ તરફ આવ્યો હતો, ત્યારે અઠે કઠે, એ શબ્દો સાભળ્યા હતા ખરા

રાણીએ કહ્યું, હવે ખોટી વાર શા માટે કરો છો? ગો-

રને બોલાવો ગીપાઈ ગોરને બોલાવા ગયો, તે તેડીને આ
વ્યો, ગોર રાજા પાસે આવ્યા, અને કહ્યુ, આપણી વેલીના
વ્હીવા જોધપુરના રાજકુમાર સાથે કર્યાં, તેથી ચાડલા કર
વા તમને બોલાવ્યા છે

જોધપુરના રાજકુમારનુ નામ સાભળી ગોરે વીચાર્યું
કે, આજ આપણુ દાળદર દુર થશે, આજ ઇનામ મારૂ મ-
ળશે. એવો વીચાર આવવાથી ગોરના હર્ષનો પાર ન્હયો
નહી, ને ચાડલો કરવા દોડયો

જાલમસીહ કે જે બનાવટી રાજકુમારની સાથે ઉભો
હતો, તેને ચાડલો કરવા માડયો, ત્યા રાજાએ કહ્યુ, એ ન
હી, પણ આ, એ પ્રમાણે કહી બનાવટી રાજકુમાર બતા
વ્યો ગોરે બનાવટી કુમારને ચાડલો કરી શ્રીફળ હાથમા
આપ્યુ અને આશીશ આપી, બનાવટી કુમારે ગોરને દક્ષ-
ણામા એક ગામ આપ્યુ, ગામનુ નામ સાભળી ગોર ખુશી
થયા અને હરખતા હરખતા પોતાના ઘર તરફ ગયા.

ગોર ગયા, પછી ત્યા બનાવટી કુમારે કહ્યુ, રાયસીંહજી ! ચા
ર દીવશમા હુ જવાનો છુ માટે લગનની તાકીદ રાખજો
કારણ મારાથી રોકાઈ શકાય તેમ નથી ઘેર પીતાજી ચી-
તાતુર હશે, તેમને મારા વીના ચેન નહી પડતુ હોય માટે
હુ રોકાઈ શકીશ નહી, રાયસીહે કહ્યુ, કાઇ ફીકર નહી,
હુ તેજ તૈયારીમા રહી તૈયારી કરૂ છુ એ પ્રમાણે કહી
રાયસીહ તથા રાણી લગનની તૈયારી કરવા માટે ગયાં.

રાજા રાણી ગયા, ત્યા ધમલે કહયુ, કેમ ઠાકોરો ! કેવી ચતુરાઈ વાપરી છે ? ઠાકોરોએ કહયુ, તમારી ચતુરાઈની અવધિ ! પ્રધાનને તો બોલતા શુ બોલ્યો, પણ પસ્તાવાનુ થયુ, તમારો રોફ તો ઓરજ ! ધમે કહયુ, કાઇ મોરના ઇંડામા ચીત્રામણ હોતુ હશે પણ દુનિયા કેવી દીવાની છે?

( જો જો કૌતક જગનુ એ રાહ )

જો જો દુનિયા દીવાની, ખોટુ સાચુ લે માની, જો જો
જુઠુ મનાય અને સાચુ કુટાય, ખરો ખાસડા ખાય—જો
સાધુને માર, પાખડીના પોબાર. બમે બમ હાલ્યુ જાય-જો
ગરીબ અસરાફનો ભાવ નહી પુછાય
કપટી પાખડીના રોફમા દબાયે જાય,
દુનિયા ! દુનિયા ! વાહરે વાહ દુનિયા !—જો
પવિત્ર પચમી દીન ચીત્ર નાગને પુજાય,
સાચાને સાણસે પકડી વગડામા મુકવા જાય,
એવા છે, એવા છે !-દિવાની દુનિયાના કામ-દુનિ

## પ્રકરણ ૧૧ મું.

વેલી કુંવરી સખીઓ સહ બગીચામા આવી, અને સખીઓ સાથે આનદમય વાર્તા વિનોદ ચલાવ્યો શાતાએ કહ્યુ, બા ! હવે તો તમે સાસરે જશો, ત્યારે આ સખીઓ તમોને યાદ સરખીએ નહી આવે, વેલીએ કહ્યુ, પ્રિય સખી

તમારો સમાગમ તે વીસરાય ! નવિ પ્રિત મળ્યે જુનીતે ભુલાતી હશે કે ! તમારો સાથ મને ઘડી પણ વિસ્મરનાર નથી.

એક નાની સખીએ કહ્યુ, વ્હેન ! એ તો બધુ કહેવાનુ, જોધપુરના રાજ્ય મહેલમા નવીન સ્નેહ મુર્તિ સાથે બીરાજીત થશો, અને નવા વૈભવ ભોગવશો, ત્યા હમો યાદ સરખી પણ નહી આવીએ અત્યારેજ જુવોને ? તમો હમારી પાસે છો, છતા તમારૂ મન તમારી પાસે છેજ કયા ! વેલીએ કહ્યુ એવુ શા માટે બોલો છો ! શાતાએ કહ્યુ, એ ખરૂ કહે છે, જે મનથી વાત કરતા હતા, તે મનથી અત્યારે વાત ચીત કરતા નથી

વેલીએ કહ્યુ, હુ તો તેજ મનથી વાત ચીત કરૂ છુ. તમને ભ્રમણા થઈ છે, તેથી તમો એમ બોલી મને બનાવો છો, નાની સખીએ કહ્યુ, હમો શુ ખોટુ બોલીએ છીએ ? વેલીએ કહ્યુ, તદન ખોટુ સખીઓએ કહ્યુ, ખોટુ નહી, બા ? ખરૂ ! જુવો સાભળો,

ગાયન

વેલી—સખીઓ ( પ્યારથી પ્યારો પ્યારી ) એ રાહ

સખીઓ—પ્રેમથી પીયુ પ્યાની મળશો, ઉદય થશે સુરજ સોનાનો

નાની સખી—આતુર છો પતિ મળવા ભાગ્યશાળી,

વેલી—છુરી કુતારી તમોને નીહાળી

શાતા— જવાદો રોક સ્માળી.

નાની— થશો ભાગ્યશાળી.
શાતા--હશી લેજો તાળી
વેલી--બનાવો મુને ન બ્હેનો
સખીઓ-- પ્રેમથી
જાવો બા જાઓ, ચતુરાઇ છે જણાણી.
નાની સખી--માણેક મણી કુંદને જઇ જડાણી,
શાતા--ઓપે ઓપાવે એ શાણી
નાની--બની રાજયના રાણી
વેલી--જા જા તુને જાણી
સખીઓ--જાવાદોને ખોટો એ તાનો--પ્રેમ

વેલીએ કહ્યુ, ચીબાવલીઓ! નાહકની શા માટે બનાવો છો, શુ કોઈ પરણતુ નથી! શાતાએ કહ્યુ, બા! ન પરણે કેમ? પણ આતો મ્હોટા રાજાના ઘરના વીવ્હા છે સમજ્યા! વેલીએ કહ્યુ, તુ ત્હારે સમજ, મારે સમજવુ નથી

સખીઓએ કહ્યુ વેલી બ્હેન! એ કુથલી જવાદો, ચાલો એકાદો ગરબો ગાઈએ, વેલીએ કહ્યુ તમારી મરજી વેલીની ઇચ્છા જાણી ન્હાની સખીએ ગરબો ઉપાડયો

ગરબો

પ્યારા પતી સંગાથ (૨) બાળાએ વસવુ સતીની રીતથી,
કરવી વીનોદ વાત (૨) સેવન પતીનુ કરવુ એકજ ચીતથી,
નહી હસવુ અન્ય જનથી, અન્ય ચીતવગે નહી મનથી
પતીવૃત પાળવુ પ્રીતથી પ્યારા

સાખી

પતી સંગે વસતી સદા, રાખી નીર્મળ મન,
આણ પતી ઉઠાવતી, તે સતીઓને ધન્ય,
પ્રીતી રસ પીએ ને પાય પાય સંગ રંગ અંગમા ઉમંગથી
સતીને ઉમંગ નહી માય માય પતી શેવ અને પતી સંગથી
તેહ શીક્ષા ધરોને મન, પતી ચરણે ધરો મન તન,
તો કહેવાશે સતી સ્ત્રીજન, વળી લોકો કહે ધન્ય ધન્ય

સાખી

નામ અમર નીરખી જુવો સતી દ્રૌપતી માત,
હરીશ્ચદ્ર તારામતી, વળી અહલ્યા વિખ્યાત,
પતીને કાજ સતી અવતાર સાચો સ્ત્રીને મળ્યોરે,
તેવીણ જાણો કુભારજા નાર મનખો એળે ટળ્યોરે,

સાખી

પથરા પ્રૌઢા આથડે, મુલ્ય ન કાંઈ થાય,
રત્ન કંકર એક કારમુ, બે મુલી કહેવાય--ખ્યાગ

ગરબો ગવાઈ રહયો, ત્યા બનાવટી રાજકુમાર આવી પહોંચ્યો, રાજકુમારને જોઈ સખીઓએ કહ્યુ, બ્હેન બેસો, હમો જઈશુ, વેલીએ કહ્યુ, મને એકલીને મુકીને કયા જાઓ છો ? શાતાએ કહયુ, બેન ! હવે એકલા શાના છો પ્રેમના સાથીનો સંગાથ મળ્યો, એટલે બેકલા છો સમજ્યા ? વેલીએ કહયુ, બ્હેનો મશ્કરી રહેવા દો, હુ તમારી સાથેજ આવુ છુ, શાતા કહે, ના બા ! તમારો સાથ હવે કોણ

કરે, તમારા સાથી તો પેલા ઉભા ! ઉપરથી આવવાનો ખોટો ડોળ બતાવો છો, પણ મન તો તે કામણગારામા રમી રહ્યુ છે. મનમા તો એમ છે કે કયારે આ પાપ જાય, કે મનમોહનને મળુ, વેલીએ કહ્યુ, ઠગારી ! એતો તને જાણી જુવો સાભળો ?

ગાયન

વેલી—સખીઓ.

( સમી શરદ પુર્ણીમાની ) રાહ

વેલી—એકલી મુકી મુને આ બાગને વિશે,
શીદ સીધાવો શાણી મારી મશ્કરી મીશે
સખીઓ—મન માન્યાને મળજો, પ્રેમમા ભળજો, જોડી
પરસ્પર પ્રાણ
વેલી— . .. . એકલી
શાતા—પ્રેમ રસ પીશો સખીને વીસારશો
મન મોહનથી પ્રીતી સુધારશો સખી
ધમો—ઉભો ભ્રમરી કાજ પ્રેમી ભ્રમર આ સુજાણ—
વેલી— .. . એકલી

બનાવટી કુમારે કહ્યુ, સુઘડ સુદરી ! તમે એકલા શાને છો ? તમારા પ્રેમનો તરસ્યો ચાતક તમારી હજુરમા ઉભો છે. મારી મનહર મોહીની ! વેલીએ કહ્યુ, કુમાર સાહેબ ! મહોટા રાજ્યના કુવરનો ભરોસો શો ! બીજી રાણીઓ મા- ફક [illegible]ના એક ખુણામા [illegible]ણી મુકે, ત્યારે બાપા બી-

ચારીની શી દશા ? બનાવટી કુમારે કહ્યુ, મારી પ્રેમી પુત-
ળી ? શુ તમને તે એક ખુણામા નાખી મુકાય ! તમને તો
સદાએ સાથેના સાથેજ રાખીશ, અને મનગમતી સાહ્યબી
ભોગવાવીશ કરોડો રૂપીઆ ખરચી બધાવેલા ભવ્ય ભુવ-
નોમા સોનાની સાકળે લટકાવેલા હીચોળામા મુખમલના
બીછાનામા બેસાડીશ, ને તે સાહ્યબી જો મારી મન માનીને
પસદ નહી પડે, તો તેથી પણ અધીક ખરચ કરી નવા
મહેલ બધાવી સદા પાસેનો પાસે રહીશ ( ધમે કહ્યુ તોપ
મારવી ત્યારે બાકી શા માટે રાખવી )

વેલીએ કહ્યુ, ત્યારે બીજી રાણીઓ માફક મને તો નહી
વીસારોને ? બનાવટી કુમારે કહ્યુ, હજી પણ તમને ભરો-
સો નથી પડતો ! મારા બાપદાદાના સોગન ખાઇને કહુ છુ
કે તમારાથી એક ઘડી પણ અળગો નહી રહુ, હવે તો
ખાત્રી થઇને વેલીએ કહ્યુ, મારા મનમોહનનો તે અવિ-
શ્વાસ હોય ! એ તો રજવાડાઓની રીત તેથી કહેવુ પડયુ.

એ પ્રમાણે વેલીનો વાર્તા વીનોદ ચાલી રહ્યા છે, ત્યા શા-
તાએ આવીને કહ્યુ કુવરી બા ! તાનતોલખાજી આવ્યા
છે વેલીએ કહ્યુ તેમને અહી આવવા દે ,બનાવટી કુમારે
કહ્યુ તાતોલખાજી કોણ છે ? વેલીએ કહ્યુ એક ગવયો
છે, ઉમ્તાદી ગાયનો ગાય છે. અને બજાવે છે. બનાવટી
કુમારે કહ્યુ શુ તમને સંગીતનો શોખ છે ? વેલીએ કહ્યું
હા શુ તમને તેનો શોખ નથી ? બનાવટી રાજકુમારે કહ્યુ,

મને પણ સગીતનો ઘણો શોખ છે આ પ્રમાણે વાતો કરે છે, ત્યા તાનતોલખા આવી પહોચ્યા, અને કુવરીને અને બનાવટી રાજકુમારને સલામ ભરી તેમને માટે બીછાવેલા બીછાના ઉપર બેઠા

બનાવટી કુમારે ગવૈયાને પુછયુ, શુ તમારૂ નામ તાનતોલખા ? ગવૈયે કહ્યુ, હા જીનાબ સવકકુ તાનતોલખા કહેતે હે બનાવટી કુમારે કહ્યુ એવુ નામ શાથી પડયુ હશે ? તાનતોલખાંએ કહ્યુ, જી ! તાનકી તાના મે તોલ તોલકે કહેતા હુ ઇસસે સેવકકા નામ તાનતોલખા પડા હે બનાવટી કુંવરે કહ્યુ, શુ તોળી તોળીને ? ગવૈયે કહ્યુ, હા, તોલ તોલકે ! એક પાવસેરકી સુનાઉ ? બનાવટી કુમારે કહ્યુ, હા હોને દો,

આજ્ઞા મળતા ગવૈયે ગાવા માડયુ

ગાયન

તાનતોલખા-- ઉસ્તાદી ગાઙ

પ્રભુતા કયા ગુમાઇ, હા પ્રભુતા કયા ગુમાઇ
ઉદ્દારતા ગઇ છબી કપટ છવાઇ પ્રભુતા
આહીર ભેગા રહીને ગુમાવી, મહી માખન ચોરી ખાઇ
તાદુલ હરવા કીધુ કાપટય તે ઘાઇ પ્રભુતા

બનાવટી કુમારે કહ્યુ, વાહ ! વાહ ! ઓહોત અચ્છી સુનાઇ ! તાનતોલખાએ કહ્યુ, સાહેબ ! વો તો અબ ઉમર બહ ગઇ, ઉમરમે ગલેકી લેજત કરી હુઇ, નહી તો આગે ઉમ-

સેભી ઓરથી ! વેલીએ કહ્યું ગમે તેટલી ઉમર જાય, પણ ગળાની મધુરતા કાંઈ જાય છે ? તાનતોલખાએ કહ્યુ ક્યોં જીનાબ ! અબ દુસરી અચ્છેરકી સુનાઉ ? વેલીએ કહ્યુ, હા હોને દો પ્રેમકા હોને દો

તાનતોલખા-- ગાયન

( ઉર ધીર જરી ધરી જાતી )

ચીત ધિર જરીએ સમાતી નથી ( ૨ )

ઘનન ઘનન ઘન ગરજે વરસે ધીર જરીએ

પ્રેમ ભરી ચલકે ઝલકે, ચપળા ઘડીએ વિસરાતી નથી

દાદુર ચાતક મોરની વાણી, ખડગ સમાન ખમાતી નથી ચીત.

પ્યારી સંગે પ્રેમના ઘુંટડા, મીઠાશ કોઇને કહેવાતી નથી

તન મન શીતલ ઉર શાન્તિમય શીતળતા તજી દેવાતી,

નથી ચીત ધિર

બનાવટી કુમારે કહ્યુ, વાહરે ઉસ્તાદજી ! તમે તો હદ કરી નાખી. વેલીએ કહ્યુ દર બીજે ત્રીજે આવી સંગીતથી મનને શીતલ બનાવે છે, આ ઉસ્તાદજીને તો આપણે જોધપુર સાથે લઇ જઇશું. બનાવટી કુમારે કહ્યુ, મારી વ્હાલીની મરજી હશે, તો મારી કાંઇ ના નથી પણ તમે તેમને સાથે આવવા કહ્યુ છે ? ( તાનતોલખાને ) કેમ ઉસ્તાદજી ! મારી વ્હાલીની ઈચ્છા તમને જોધપુર સાથે લેવાની છે, કેમ આવશોને ?

તાનતોલખાએ કહ્યુ, જીહા ! બહોત ખુશીસે, જાંહાં

દાના પાની મીલે, વોઇ હમારા મુકામ હમ સમજતે હે. મેંને બહોત બહોત મુસાફરી કીઇ હે જગે જગે આ સેવકકા નામ મશહુર હે, બનાવટી કુમારે કહ્યુ, હા ! બરાબર મેંને બી કબી કબી સુના હે તાનતોલખાએ કહ્યુ, જી ! કયઉં નહી, દેશોદેશ મે નામ પ્રખ્યાત હુવા હે અબ મીજે રજા દીજીએ, સબબ મેરેકો આપકી સાથ આને કે વાસ્તે તયારી કરનેકી હે વેલીએ કહ્યુ, બહુ સારૂ પધારો.

તાનતોલખાંના ગયા બાદ બનાવટી કુમારે કહ્યું, વ્હાલી ! આવતી કાલે લગ્નની પવિત્ર ગાઠે જોડાવાનુ છે, તો હવે એક ચુબન તો લેવા દ્યો ? વેલીએ કહ્યું, નાથ ! આમ અધિરા નહી થાઓ, શાસ્ત્રની વીધીએ લગ્નની ગાઠે જોડાઈએ ત્યા સુધી ધીરજ રાખો, આજે દાશીને કલકીત નહી કરો. હવે કયા વાર છે ? વચ્ચે રાત એક આડી છે પછી આ કાયા તમારીજ છે, તમારી મનોવાચ્છના સુખેથી પુરણ કરજો, પણ આજ એવી વાત રહેવા દયો, બનાવટી કુમારે કહ્યુ, વાહરે મારી સુઘડ સતી સુદરી ! એતો તમારી પરિક્ષા કરી, પ્રેમ સરોવરને કાઠે આવેલો પ્રેમી, પ્રેમવારી પીતા પહેલા પ્રેમ સરોવર નીહાળીનેજ ધરાઈ ગયો છે, પ્રેમનો ભુખ્યો મુસાફર પ્રેમ ભોજનને જોતાજ તૃપ્ત થયો છે શી અનોપમ પવિત્રતા.

વેલીએ કહ્યુ, નાથ ! પતિવૃત એજ સતીનો સાચો ધર્મ છે. અનાચારે વર્તનાર પતીને શીખામણ રૂપી બે બોલો

કહી અનાચાર કરતા અટકાવવા તે સતીનુ સાચુ કર્મ છે નાથ ! આપના ગુણની તે ગણના થાય ? પ્રથમ મેળાપેજ પરિક્ષા !

બનાવટી કુમારે કહ્યુ, સુઘડ સુદરી ! પરીક્ષામા પુરા ઉતર્યા, પ્રેમમા પુરા ઉતર્યા, હવે તો સસારમા પ્રભુ પુરા ઉતારે, એવી તે પરમ કૃપાળુ પાસે માગણી છે ક્યો ? હવે હુ રજા લઇશ, કારણ બહાર જાલમસીહ વીગેરે ઠાકોરો વાટ જોતા હશે વેલીએ કહ્યુ ભલે સીધારો પણ !

ગાયન

( પ્યારી રસીલી છબીલી )

વેલી-ધમો-

વેલી-જાઓ જાઓ પિયુજી પ્રેમે સીધારો, રખે દાસીને ભુલી જતા.

ધમો-પ્યારી શુ બોલો એવુ સુખેથી પ્રેમી તે પ્રેમીને વીસરતા

વેલી-પ્યારા, રસીલા, છબીલા રગીલા, મન મદીરે વસી ગયા

જળને મીનનો કેવો સબધ છે, જીવતા શુ જુજવા થયા

ધમો-જોયો તારો પ્રેમ પુરો છબીલી ચોરી લીધુ આ ચીતને,

સમજુ છુ શાણી, છો ગુણ ખાણી, ધન્યવાદ આપુ પ્રીતને

વેલી-ભલે સીધારો ન દાસી વીસારો, એજ આ અબળાની વીનતી

ધમો-જળને મીન જેમ કેમ વીસારૂ, જળ વીણ મીનની શી ગતી.

વેલી-એવોજ માગુ પ્રેમ હમેશા તો તો અચળ સુખ હુ વરી

ક્ષમો-નયનોના બાણે જીત્યો છે રસીલી, જાઉછુ હાલ
મળશુ ફરી

વેલી-રા . મ . રા મ

ક્ષમો-છે રામ રામ

બનાવટી રાજકુમાર ગયો, ત્યા વીણા સુદરી વેલી પાસે આવી, વેલીએ કહ્યુ, કહો બ્હેન ! કેમ પધાર્યા ? વીણાએ કહ્યુ બ્હેન ! હુ તને તારા હીતની વાત કહેવા આવી છુ, વેલીએ કહ્યુ શી ? વીણાએ કહ્યુ, જે જોધપુરના રાજકુમાર સાથે તુ પરણવા ધારે છે, તે ખરો રાજકુમાર નથી, પણ કોક લુચ્ચો, ઠગારો, ધુતારો છે

વેલીએ કહ્યું, ખબરદાર મારા વ્હાલાને અપમાનીત શબ્દો કહ્યા તો ? વારૂ ! તે શાથી જાણ્યુ ? વીણાએ કહ્યુ, પ્રધાનજીએ જોધપુરી ભાષામા વાત કરી, કારણ પ્રધાનજીને તે ભાષાનુ જ્ઞાન સારૂ છે. પણ તેઓ પોતાની ભાષામા જવાબ આપી શકયા નહી તેથી, પછીથી પસ્તાઇશ ?

વેલીએ કહ્યુ, ત્યારે શુ કરવુ ? વીણાએ કહ્યુ જોધપુર ખેપીઓ મોકલી સમાચાર મગાવવા, લગ્ન તે કાંઈ જેવી તેવી વાત નથી જન્મારાનો સબધ જોડવાનો છે, માટે પુરતી તપાસ કર્યા વીના લગ્નની ગાઠે જોડાઇશ, તો પુરેપુરી પસ્તાઈશ; મેં તો મારી ફરજ છે તે બજાવી છે, માનવુ ન માનવુ, તે તારા મનની મુખત્યારી પર છે.

વેલીએ કહ્યું, પણ આવતી કાલે લગ્ન છે, તો ખેપીઓ

કેવી રીતે મોકલી શકાય ! વીણાએ કહ્યુ, તો વીવ્હા ચાર દીવસ અટકાવવો, અને પુરતી ખાત્રી કરીનેજ આગળ પગલુ ભરવુ વેલીએ કહ્યુ વાહરે અદેખાઈ ! હુ ચાર દીવશ વીવ્હા અટકાવુ, તેટલામા તે કુમાર સાથે તારે પરણી જવુ હશે કેમ ? તારા કર્મ તુ ભોગવે, તેમા મને શુ ? એતો જાણી તને ખારીલીને !

વીણાએ કહ્યુ, બ્હેન ! વિચાર કર, પસ્તાઈશ, વેલીએ કહ્યુ તમે તમારે સીધારો હુ ભલે પસ્તાતી પોતાની કરણીના ફળ પોતાને મળે, તે કાઈ આવી અદેખાઈથી તે ટળે વીણાએ કહ્યુ, ઠીક બ્હેન જાઉ છુ વેલીએ કહ્યુ, ભલે, પધારો

વીણા જતા વેલીએ દાશીને કહ્યુ, શાતા ! જોઇ અદેખાઈ ? જોયુ ઝેર ! મારૂ સુખ તેનાથી દેખી ન ખમાયુ, તેથી ભ ગાણુ પાડવા આવી, એ બીચારી કયા સમજે છે, કે વેલી કઇ કાચી નથી, એ એની કરણીના ફળ ભોગવે, તેમા મ્હારે શુ ?

શાતાએ કહ્યુ, બ્હેન ! તમારૂ કહેવુ' સત્ય છે અદેખાઇ એજ માણુસોની જીંદગીઓ ધુળ મળે છે પણ બ્હેન હવે સ્નાન સમય થયો છે, માટે ચાલો, નાહીને દર્શન કરવા જઈએ, વખત થઈ ગયો છે, વેલીએ કહ્યુ, ભલે ચાલો, એમ કહી સ્નાન કરવા માટે ગયા

---

## પ્રકરણ ૧૨ મું.

રાજા રાયસીંહે એક સીપાઇને કોઇ નવારસીઓ કંગાલ છોકરો વીણાને પરણાવી દેવા માટે રાણીની ઉશ્કેરણીથી લેવા મોકલ્યો હતો, તે સીપાઈ ગામ પાસેના જંગલમા આવી પહોંચ્યો જંગલ પાસે આવતા કઠીઆરો કે જે લાકડા લેવા માટે નીકળ્યો હતો, તે મળ્યો કંગાલ કઠીઆરાના દેદાર જોઈ સીપાઈએ કહયુ, તું કોણ છે !

કઠીઆરાએ કહયુ હુ એક ગરીબ કઠીઆરો છુ, સીપાઈએ પુછયુ, તું કયા રહેછે ? કઠીઆરાએ કહયુ, આ ધરતી ઉપર, સીપાઇએ પુછયુ તારૂ ઘર કયા છે ! કઠીઆરાએ કહયુ, આ આખી ધરતી મારૂ ઘર છે, સીપાઈએ પુછયુ, તારે બાપ છે કે ? કઠીઆરાએ કહયુ, બાપને તો જન્મ ધરીને જોયાજ નથી. સીપાઈએ પુછયુ, મા ! કઠીઆરાએ કહયુ, ભુખ મરે મરી ગઈ સીપાઈએ કહયુ લ્હારૂ સગુ વ્હાલુ ? કઠીઆરાએ કહયું, આખી દુનિયા, સીપાઇએ ચાબુક મારી પુછયુ સાલા મીજાસ કેટલા રખતા હે !

કઠીઆરાએ કહયુ, મને મરેલાને શા માટે મારો છો ? સીપાઇએ કહયું, સીધા જવાબ કયું દેતા નહી ! કઠીઆરાએ કહયું સાહેબ ! જે કહું છુ તે ખરૂજ કહું છું. દુનિયામાં ઇશ્વર શીવાય મારે કોઇજ નથી મા ભુખ મરે મરી ગઈ,

બાપને જન્મ ધરીને જોયાજ નથી આ લાકડા વેચી નિ-
ર્વાહ કરૂછુ.

સીપાઈએ કહયુ, તબ ચલ રાજા તેરેકુ બુલાતે હે,
કઠીઆરાએ કહયુ, શું રાજાએ ગરીબો ઉપર પણ વેરો
નાખવો ધાર્યો છે ! સીપાઈએ કહયુ, કયુ ન નાખે ? રા-
જા હે ? કઠીઆરાએ કહયુ શુ રાજા એવા મન મોજી છે!
સીપાઇ કહયુ હા ? ગામ ધની હે, મરજી ચાહયસો કરે ?
ધનીકા કોઇ ધની હે ?

કઠીઆરાએ કહયુ, ગામ ધની કો પુછને વાલા રામ
ધની હજરા હજુર છે, તે અદલ ન્યાય કરનાર છે, રાજાને
શુ તેનો ડર નહી હોય ! સીપાઈએ કહયુ, ચલ બ્હા આકે
પુછના કઠીઆરાએ કહયુ જરા સાભળો તો ખરા ?

કઠીઆરો— ગાયન

દુખીઆને રીબાવવા, તેમા નહી કાઇ સાર,
સતીઆને ડુભાવવા, તેમા પાપ અપાર
સકળ સસારમા એક ધર્મ દયા માની લઇએ,
વળી દાન હિનતા એ ધર્મ સાચો ચીત ચહીએ સકળ

સાખી

દયા મુળ છે ધર્મનુ પાપ મુળ અભીમાન,
તુલસી દયા ન છાડીએ જ્યા સુધી ઘટમા પ્રાણ
રાય રક પ્રાણી માત્ર સરખા માની લઇએ,
તજી અભીમાન દયા દેવી દીલ રાખી રહીએ,

સુખ દુ ખ પુન્યાઇ કર્મની, પુર્વ સચીત ભોગવાય,
આગળ માટે ચેતવુ, પામર શીદ મલકાય. સકળ

સીપાઇએ કહયુ એતો જાણ્યુ તારૂ ડાયહુ ? ચાલ્ય આગળ થા ? કઠીઆરાએ કહયુ, ભલે ચાલો, એમ કહી કઠીઆરો સીપાઇ સાથે રાજ્ય દરબાર તરફ ગયો

તેજ દીવશે વેલીનો લગ્ન દીવશ, હોવાથી, રાજા ગયસીહ દરબાર ભરી બેઠા છે ત્યા બનાવટી કુમાર વેલી સુદરી વીણા, સ્ત્રી મ ડળ, વીગેરે કચેરીમા આવ્યા, અને યોગ્ય આસને બીરાજીત થયા, સર્વે બીરાજીત થયા, ત્યા વેલીને વળાવવાની હોવાથી સ્ત્રી મ ડળે ગીત ગાવા માડયુ

સ્ત્રીઓ--- ગીત,

રમ ઘેલી છેલ્લી આ શીક્ષા અવધાર,
રહી તુજ પતી સ ગ સુધાર્ય સ સાર
માતને તાતની લાજ ઉધાર્ય,
જઇને સાસરીયામા તુજ નામ વધાર
બ્હેની મારી સાસુ સસરાની આજ્ઞા પાળજેરે,
બ્હેની મારી પતીને પ્રભુ સમ ભાળજેરે
બ્હેની મારી પરની દા રૂર્ગુણ ટાળજેરે
બ્હેની મારી વડીલો પુજ્ય ભાવે ન્યાળજેરે.
બ્હેની મારી દુર્ગુણ દુરાચાર બળજેરે,
બ્હેની મારી ઇજત આબરૂ સ ભાળજેરે,
બ્હેની મારી બન્ને કુળ જઇને ઉજાળજેરે;

રે સૌભાગ્યવતી મમ બ્હેની સતીઓ જગ પુજાય
જગ પુજાતા સતીને પગલે મગળ મય સૌ થાય.

રાજા રાયસીંહે વીણાને કહ્યુ, જોયુ કમભાગ્ય છોકરી વેલીને જોધપુરના કુમાર સાથે વરાવી જોધપુરની રાણી બનાવી, કહે તારી શુ ઇચ્છા છે ? વીણાએ કહ્યુ, પીતાજી ! આપ વારે ઘડીએ શા માટે પુછો છો હુ ! પ્રથમથીજ જણાવી ચુકી છુ કે, હુ તો મારે ઉદ્યોગના ભાઈ ભાગ્યની ભગતાણી છુ

રાજાએ કહ્યુ, કમભાગ્ય છોકરી ! હાથે કરીને દુખ વ્હોરવા શા માટે તૈયાર થઇ છુ ? સુખી કરનાર પણ હુ છુ, તેમ દુખી કરનાર પણ હુ છુ, જોયુ ? વેલીને કેવી સુખી બનાવી ? હજુ પણ કાંક વિચાર કર્ય ?

વીણાએ કહ્યુ પીતાજી ! વિધિએ નિર્મ્યું સુખ ભોગવવાનુ છે તમારૂ કર્યું કાઇ સુખીએ થતુ નથી તેમ દુખી પણ થતુ નથી તમે સુખ આપવા પ્રયત્ન કરશો, પણ કરમમા દુખ લખ્યુ હશે તો સુખ કેવી રીતે મળશે ! તમે સુખ આપશો, પણ કરમમા દુખ લખ્યુ હશે, તો તમારૂ આપેલુ સુખ શુ કામમા આવશે ! જુવો સાભળો

વીણા— છંદ

કરમ કરે તે સાચી વાતો, વગર કરમ નહી હોનેકા,
વીધાતાને લેખ લખ્યા તે, નહી મીટાયા મીટનેકા,
રાજા ભરથરી અને ગોપીચદ, તુરી અઢાર ઘર લખ ઘોડા

કર્મે એવા લેખ લખેલા રાજ પાટ સબકુ છોડા
સોલાસો રાણી તરછોડી, ચલે રાજ્ય અધકાર પડા,
જોગી થઇને ગયા જગલમા જુવો દાખલા કર્મોકા.
પાચે પાન્ડવ સતના પુરા, કેરે રાજ હેસના પુરકા
બાર વરસ વનવાસ વેઠીઓ, જુવો દાખલા કર્મોકા
સીતાને હરી ઘેરજ લાવ્યા, સેન આયા રામ લછમનકા,
એક પલકમા રોળિ લંકા, જુવો ભવાડા કરમોકા
રાવણ રાજે કરી તપસ્યા, મહાદેવકુ પ્રસન્ન કીયા,
ચૌદ ચોકડી રાજ્યને પામી, છેરટ ધુલમે મીલાદીયા.
ભસ્માસુરને ભશ્મ કર્યો તે લેખ લખેલો કર્મો મે,
પાર્વતી ઉપર નજર બગાડી, ભશ્મ થયો તે એક પલમે,
રાજા હરીશ્ચદ્ર તારા રોહીશ્વર, જઇ વેચાયા કાશીમે,
કરમની શી કહુ હકીકત, પીતાજી કયાસ કરો દીલમે.
કરમથી જઇ રાજ્ય કમાવે, કરમ ટુકડા મંગાવે
કરમે હસ્તીપર જઈ બેસે, છત્રપતિ પણ કહેવરાવે,
કીધો ઉત્તમ ખ્યાલ જગે આ, કરમ વીના નર નહી પાવે
વીધી લખીઆ લેખ મટે નહી, મુરખ હુ પદે પસ્તાવે,
મે કીધુ હું કરીશ કહેતા, પ્રાણી દીલ વીચાર કરો,
જેઠા કહે બને કર્મ પ્રમાણે હુ પદમા શીદ કુટાઈ મરો.

માટે પીતાજી ? કર્મે લખ્યુ બને છે, ભરથરી અને ગોપીચદ જેવા રાજાઓ જેમની સાહાબીની ગણના પણ થઈ શકે નહી, તેવા રાજાઓ રાજ્ય, પાટ સ્ત્રીઓ વિગેરે

છોડી જંગલ વાશી જોગી થયા, તેમને જોગી કરવા કોણ ગયુ હતુ, કર્મેજ થયા ને? પાછ પાન્ડવ કે જે સતીયા હતા ને હસ્તીના પુરના રાજ્ય ધણી હતા, તેમણે જુગાર રમી બાર વરસનો વનવાસ વેઠયો હતો તે કોણે વેઠાવ્યો હતો? કર્મેજને! રાવણ રાજા કે જે ચોદ ચોકડી રાજ્યનો ધણી હતો, વા વાસીદુ કાઢતા, ને પવન પાણી ભરતા, એવો રાજા સીતાને હરી લાવી લંકા રોળાવીને પોતે પણ રોળાણો, તેને તેવી બુદ્ધિ આપવા કોણ ગયુ હતુ! કર્મેજ બન્યુ ને! ભસ્માસુરે શંકરને પ્રસન્ન કરી ભસ્મ માગી લીધુ હતુ, તે પાર્વતી ઉપર મોહીત થતાં જાતેથીજ ભશ્મ થયો, એવી મતી આપવા કોણ ગયુ હતુ? તે પણ કર્મેજ તેવુ સુજાડયુ હતુ ને! વળી હરીશ્ચંદ્ર, રાણી તારા મતી, અને રોહીત, કાશીમા જઈને વેચાણા તેમને વેચવા ગયુ હતુ, એ પણ કર્મેજને! માટે પીતાજી સુખ અને દુઃખ કર્મે લખ્યુ હશે, તેવુ મળશે, તમે શુ કરનાર છો?

રાયસીહે કહયુ, કર્મનીવાત જવા દઈ કહેકે સુખી કરનાર તમે છો, તેણ દુખી કરનાર પણ તમેજ છો, નહીતર પુરી પસ્તાઇશ? વીણાએ કહયુ, પીતાજી! કેળ એકજ વાર ફળે છે, સીહણ એકજ વાર પ્રસવે છે. તેમજ સત્યવાદી પુરૂશો એકજ વચન બોલે છે તમો ગમે તેવો કંગાલ રોગીઓ, કોડીઓ, પતીઓ, જેવો પતી સોપશો, તેને ઈશ્વર સમજી તેની શેવા ચાકરી કરીશ, પણ ખોટી

પળશી તો કરનાર નથી, તે નથીજ. થળશી શા માટે કર-
વી ? શુ મારા ભાગ્યને ફેરવનાર હતા ? વીક્રમરાજા ભરથ-
રીના જોગી થઇ ગયા પછી ઉજેની નગ્રીમા આવી ચઢયા,
ત્યારે વીરવઇતાળ કોઈ રાજાને જીવવા દેતો નહોતો, પરંતુ
વિક્રમ જેવા પર દુ.ખભજન વીરે કર્માનુસારેજ વઇતાળને
વશ કર્યો છે વીરવઇતાળ જેવો દેવ તે પણ વીધીના આંક
ફેરવી શકયો નથી, તો તમારાથી શુ બનનાર છે ?

રાયસી હે કહ્યુ, હઠીલી છોકરી ! તારી હઠનું ફળ હાલજ
અહી આ આપુ છુ, એમ કહી સીપાઈ કે જેને નવારસીઓ
કંગાલ રખડતો છોકરો ખોળી લાવવા મોકલેલો તેને કહ્યુ,
કયા છે, પેલો કંગાલ ? સીપાઇએ કહ્યુ, આ રહ્યો એ પ્ર-
માણે કહી કઠીઆરાને રાજા પાસે લાવ્યો, રાજાએ વીણાનો
હાથ તે કંગાલના હાથમા આપ્યો, એટલે કે તેને કઠીઆરા
સાથે પરણાવી પરણાવીને કહ્યુ, હવે આને સુખે સુનારો
બનાવજે ? વીણાએ કહ્યુ, હુ - શુ બનાવાની હતી, મારી
આસ્તા બનાવશે રાજાએ કહ્યુ, ઠીક છે ? તે વખતે જોઈ
લેવાશે એ પ્રમાણે કહી, વેલીને બનાવટી કુમાર સાથે અને
વીણાને કઠીઆરા સાથે વીદાય કરી વીણાને કંગાલને આપી
તેથી રાણી મનમા ઘણીજ ખુશી થઇ, અને પુત્રીઓને વ-
ળાવી સૌ મહેલમાં ગયા.



## પ્રકરણ ૧૩ મું.

બનાવટી કુમાર વેલી સાથે લગ્ન કરી પોતાને ઉતારે આવ્યો અને પોતાનો બનાવટી રાજકુમારનો રોફ દેખાડવા ઘર તરફ જવાનો વીચાર કરી વેલીને ઉતારામા મુકી પોતાને ઘર ગયો, ઘેર જઈને ઉભો, ત્યા તેની ડોશીએ કહ્યુ દીકરા ધમા ! આવો રાજા જેવો કયાથી થયો છુ ! આવા લુગડા કયાથી પેહેર્યાં છે ?

ધમે કહ્યુ ડોશી ! એઈડોશી ! તને શુ ખબર પડે ? હુ ધમો નથી, પણ જોધપુરનો રાજકુમાર છુ, અને રાજા રાયસીંહનો જમાઇ છું, સમજી ? ડોશીએ કહ્યુ દીકરા એવુ ન બોલીએ ? રાજા જાણશે તો હેરાન થઈશ ? ધમે કહ્યુ ડોશી ! એઈ ડોશી ! શુ હુ ખોટુ કહુ છુ ? ખોટુ સમજતી નહી, કાલે હુ અહીંથી ઉપડી જવાનો છુ, તેથી તમને મળવા આવ્યો છુ

ડોશીએ કહ્યુ, હાય હાય ! કયા જવા ધાર્યું છે ! તે તો મારા ધોળામા ધુળ નાખી, ત્યા ધમાની વહુએ કહ્યું ચીટયાએ રાજકુવરીનો ભવ બગાડયો રોયા મારો ભવ બગાડયો, એતો ઠીક, કે તારા નામનુ હનાન કરી બીજે નાતરે જઈશ, પણ બીચારી રાજકુવરીનુ શું થશે ? ને જો રાજા જાણશે તો તારી શી દશા થશે, તેનો વીચાર કર્યો ! જ્યા ટળતો હોય ત્યા ટળ્ય, મે તો આ તા । નામનાં ફોડયા,

એમ કહીને હાથની ચુડીઓ ફોડી નાખી, ધમે કહ્યુ રાંડ ફાટી છુ કેમ ? ધમાની વહુએ કહ્યુ, હુ શેની ફાટી છુ ? ફાટયો તો તુ છું, કે બીચારી ડોશીના ધોળામા ધુળ નાખી, અને રાજકુવરીનુ અપાર બગાડયુ

એ પ્રમાણે ટ ટો કરી રહ્યા છે, ત્યા પાડોશના બેરા એકઠા થયા, અને ધમાને શીખામણ આપવા લાગ્યા ધમાની વહુએ કહ્યુ, મારા રોયાએ, બીચારી દેવ કુમારી જેવી રાજાની કુવરીનો મનખો બગાડયો, અને આ ડોશીના ધોળામા ધુળ નાખી, સ્ત્રીઓએ કહ્યું; શુ કર્યુ ? ધમાની વહુએ કહ્યુ રાજકુવરી સાથે દગો કરીને પરણ્યો, બધી સ્ત્રીઓએ કહ્યુહે !

ડોશી–સ્ત્રીઓ–ધમાની સ્ત્રી–ધમો—

ગાયન.

( વાહરે તારા નખરા ) એ રાહ

ડોશી–હાયરે ! લુટાવી લાજ, હાયરે ! ગોઝારા આજ;

કટકા થાએ આ કાળજાના,

સ્ત્રીઓ–મર્ય પીટયા હાઢીયા તુ કા લજાના.

ધમાની સ્ત્રી—છાજીઆં લઉ તારા મઝાના

ધમો—ફકકડ સુખડુ ?

ધમાની સ્ત્રી—શુ હું ભાળુ ?

ધમો—ના ના જો કેવુ રૂપાળુ !

ધમાની સ્ત્રી—ભુત જેવુ ભડકામણુ ભાળું,

પાપી કીધુ કાયે કાળું.

ધમો—કેમ ?

ધમાની સ્ત્રી--ભવ કુવરીનો નીચ બગાડયો,

સસારમાથી મુળગો કાઢયો, એમ !

ધમો--જા જા રાડ ફફકડથી સુધર્યો સસાર,

ધમાની સ્ત્રી--લઉ તારા છાજીઆ જા મશાણમોઝાર,

સ્ત્રીઓ—મેયા પીટયા હાઢીયા તુ કા લજાના

ધમાની સ્ત્રી—છાજીઆ લઉ તારા મઝાના,

લઉ છાજીઆ છાજીઆ છાજીઆ

ધમો સ્ત્રીઓથી છુટી પોતાના ઉતારા તરફ ગયો, ઉતારામા વેલી કુવરી હવાઈ વીચારોમા ગુથાણી હતી, તે તો જાણતી હતી કે, હવે હુ જોધપુરની રાણી બની છુ, પણ બીચારી કયા જાણે છે ! કે મનખો ધુળ થયો છે ? જોધપુરની રાણી બની છે તેથી નવીન નવીન સાહ્યબી ભોગવવાના હવાઇ વીચારમાજ તલ્લીન બની તેવાજ ઉદગારો મુખેથી કહાડતી હતી

વેલી— ગાયન

( હુ મસ્તાન પ્રેમીની ) એ રાહ

ખરે રાજ્ય રાણી હુ બની, પાર સાહ્યબીનો નહીરે,

કુમારને કળે કરી વશ કરીને રહીરે

સાહ્યનીની શોભીલી છુ, મળી આપે અહીંરે, આવી.

સાખી

ભવ્ય મહેલો ભોગવું. ભોગુ ભોગ અપાર,

ઠાકરની ઠાકર બની, દાશી દાસ હજાર,
ખમા ખમા કહેવાવાની હુ તો આપે મહીરે

પ્રમાણે હવાઈ કીલ્લા બાંધે છે, ત્યા ધમો આવી પ-હોચ્યો, બનાવટી કુમારને વેલીએ સવિનય પ્રણામ કર્યા ધમાને વેલીએ કહ્યુ, નાથ ! હવે આપણે કયારે જોધપુર જઇશુ ? ધમે કહ્યું, પ્રિયા ? તેજ તજવીજ ચાલે છે, વેલીએ કહ્યુ, નાથ ! હવે બનતી ઉતાવળે જોધપુર પહોચી જઈએ તો ઠીક, ધમે કહ્યુ, પ્રિયા ! એટલી બધી અધીરાઈ કેમ આવી છે !

વેલીએ કહ્યુ, નાથ ? વૈભવ ભોગવવાની અધીરાઇ, એ બાળાઓમા ખાસ કરીને રહેલી છે, બનાવટી કુમારે કહ્યુ પ્રીયા ! અધીરાં શા માટે થાઓ છો ? ભવ્ય ભુવનોમાં મહલાવીશ, હજારો દાસ દાસીઓ સેવામાં હાજર કરીશ, અને હજારો વૈભવો ભોગવાવીશ, કદાપી તેવી સાહાબી મારી પ્રીયાને કમતી પડશે, તો તેથી પણ અધિક સાહ્યબી વસાવી તેનો ઉપભોગ મારી પ્રિયાને આપીશ, વેલીએ કહ્યું, નાથ તમારી મને પુર્ણ ખાત્રી છે

આ પ્રમાણે વાતો વિનોદ કરે છે, ત્યા અરજણીઓ આવી પહોચ્યો; અરજણીએ કહ્યું, મોહોટા મોહોટા રાજકુમારની ઝણઝણ ! એ પ્રમાણે કહ્યુ, ત્યા ધમાએ તેને કહ્યું, અહીં કેમ આવ્યો છું ? અરજણીએ કહ્યુ

નખ્ખોદ ! આ શું કરવા બેઠો છુ ! તારી ડોશીનુ કેહેલુ માનવુ નથી ?

વેલીએ કહ્યુ નાથ તમે શા માટે મગજમારી કરો છો ? સીપાઇઓને કહોને, કે મારી કાઢે, ધમે અરજણીઆને ધકકો મારી કાટી મુકયો, ત્યા અરજણીએ કહ્યુ, હમણા હુ તારી વ્હલે કરૂ, છુ કહી તેની ડોશીને તેડવા ગયો અરજણીઆને ધકકો મારી ધમાભાઇએ રોફમા કહ્યુ, ચલુનજા નહીતર ધક્કા મારૂન કાહુન ટાકલા હેલા આ શબ્દોનો ભાવાર્થ અરજણીઆના ગયા બાદ પેલીએ બનાવટી કુમારને પુછયો, કે નાથ ! આપ એ શુ બોલ્યા ?

બનાવટી કુમારે કહ્યુ, એતો આમારી જોધપુરી ભાષામા તેની સાથે વાત કરી, વેલીએ કહ્યુ, નાથ આપે તસ્દી શા માટે લીધી ? સીપાઇઓ કયા મુવા ! બનાવટી કુમારે કહ્યુ પ્રિયા ! બારોટ મુવો છે, તેથી સીપાઇઓ તેને રોકી શકે નહી, તેથી અહી આવ્યો, અને આપણુ લગ્નની ખુશાલીનુ ઇનામ માગવા લાગ્યો, મે તેને એક ગામ આપ્યું, તેણે કહ્યુ એક નહી, પણ બે આપો, મે કહ્યુ જોધપુર જઈને વાત. તેણે કહ્યુ બસ અહીંજ આપો, તેથી તેને ધકકો મારી બહાર કાઢવો પડયો

વેલીએ કહ્યુ, નાથ ! આ પ્રમાણે લોકોને ગામના ગામ ઈનામમા આપી દેશો, તો આપણી સાહાબીમા ખામી નહી આવે ! ધમે કહ્યુ મારી સમજુ સુદરી ! આજ સુધી તમારા જેવી સમજુ સુદરી જોધપુરના દરબારમા નહોતી, હમા

રા વડીલોએ કોઇને ઉત્તર, કોઈને બગાળા, કોઇને ઓઢીઆ કોઈને દીલ્હી, કોઇને શીધ, કોઇને કાઠીઆવાડ, કોઇને કચ્છ, કોઇને દક્ષીણ, વિગેરે દેશો ઇનામમા આપી દીધા છે તે વખતે જો તમારા જેવી સમજુ સુદરી જોધપુરના દરબારમા હોત, તો આજની સાહ્યબી જુદીજ હોત.

વેલીએ કહ્યુ, નાથ ! શુ એ બધી સાહ્યબી જોધપુરના દરબારમા હતી ! ધમે કહ્યુ હા. મારી સમજુ પ્રાણ આધાર, ને કુલ સાહ્યબી જોધપુરના દરબાર તરફથી લોકોને ઇનામમાજ આપી દેવાણી છે, રાજાઓને સુખ છે કયા ? જે આવે તે માગતુ ને માગતુજ હવે, તો હુ આ સાહ્યબીથીજ કટાળ્યો છુ

વેલીએ કહ્યુ, તમે કટાળ્યા, તો હુ પણ કટાળી બનાવટી કુમારે કહ્યુ, એ તો મને ખાત્રી છે, કે જેના ઉપર મને કટાળો તેના ઉપર મારી સુઘડ સુદરીને કટાળો આવવાનોજ, ગરીબાઇ સમાન સુખ આ દુયાનીમા બીજુ નથી વેલીએ કહ્યુ, નાથ ! તે બરાબર છે. ધમે કહ્યુ સાચુ છે, મારી સમજુ સુદરી, સતીઓ કાઇ સાહ્યબીને વરતી નથી પણ પતીની દેહને જ વરે છે. ગરીબીના સુખનો જે અનુભવ સતીઓને મળે છે, તેવો સાહ્યબીમા મળતો નથી.

વેલીએ કહ્યુ, નાથ ! તે બરાબર છે ગરીબાઈમા સતી ઓને વિશેશ સુખ છે, ધમે કહ્યું કદાપી, હુ માળી હોઉં, ને ફુલવાડીનો ધણી હોઉ તો ? વેલીએ કહ્યું, તો શું મધુર

મનહર પુષ્પો વીણી લાવી તેનો ઉત્તમ હાર બનાવી મારા નાથની કોટે પહેરાવુ

બનાવટી કુમારે કહ્યુ, સાચુ સુખતો માળી અને માલણમાજ સમાયેલુ છે વેલીએ કહ્યુ તે બરાબર છે, ધમે કહ્યુ હું માળી હોઉ, ને ફુલ ઝાડોને પાણી પાતો હોઉ, તો તુ કયારા બાધતી આવે બરીને ? વેલીએ કહ્યુ, હાજતો, એ પ્રમાણે વાર્તાવીનોદ કરે છે, ત્યા ધમાની ડોશીને તેડી અરજણીઓ આવી પહોચ્યો

ધમાની ડોશીએ કહ્યુ, ધમા ! એ ધમા ! વેલીએ કહ્યુ નાથ ! એ કોણ છે ! કોક ગાડી જેવી લાગે છે ધમે કહ્યુ હા ! એતો ગાડી છે, પેલા ધમલાની મા હશે ? વેલીએ કહ્યુ, નાથ ! તમે તેને કયાથી ઓળખો છો ? ધમે કહ્યુ એતો એણે મને જગલમા રોટલો આપ્યો હતો ને મે તેને ઇનામમા ગામ આપ્યુ હતુ

ડોશીએ આવી રાજકુમારનો હાથ ઝાલ્યો અને અરજણીએ બીજો હાથ ઝાલી કહ્યુ, નખોદ ? કેમ ફાટયો છુ ? ડોહીનુ કહેવુ કેમ હાભળતો નથી, વેલીએ રાજકુમારને છોડાવવા સીપાઇને બુમ પાડી, ત્યા ધમલો તેમના હાથમાથી છુટીને વેલી પાસે આવ્યો, અને કહ્યુ બેરૂ બઇરાથી સમજે, માટે તમે સમજાવીને કાઢો

વેલીએ ડોશીને કહ્યુ, ડોશીમા ! તમો રાજકુવરને ઓળખતાં લાગો છો ? ડોશીએ કહ્યુ હા ! પુરેપુરો ઓળખુ

છુ મને લાગે છે કે તુ એને બરોબર ઓળખતી નથી.

રાજકુમારે કહ્યુ, હાકી કાઢો એતો ગાડી છે, હાકી કાઢ વાનુ કહેતા ડોશી અને અરજાણીઓ પાછા રાજકુમારને વળગ્યા રાજકુમારને છોડાવવા વેલીએ સીપાઇને બુમ પાડી. સીપાઇને બુમ પાડી, ત્યા જાલમસીહ આવી પહોચ્યો, અને રાજકુમારની ગમ્મત જોવા બાજુ ઉપર ઉભો રહયો અને ગમ્મત જોવા લાગ્યો

વેલીએ પાછી બુમો પાડી, ત્યારે બનાવટી કુમારે કહ્યુ શુ જોધપુરના કુમારને સીપાઇઓ છોડવશે ? એ પ્રમાણે કહી બંને જણુને ધક્કા મારતા બને પડી ગયા અને સાથે ત પણ પછડાણો

વેલીએ પાસે જઇને તેને ખમા ખમા, ના શબ્દોથી વધાવ્યો, ધમો ઉઠીને ઉભો થયો અને કહ્યુ, મને કયાઈ વાગ્યુ નથી, અરજણીઓ ને ડોસી પણ ત્યાથી વીદાઈ થઈ ગયા તેઓ ગયા, ત્યા જાલમસીહે કહ્યુ હવે ભાડાનો દરેસ ઉતારી ખરા રૂપ ઉપર આવો.

વેલીએ કહ્યુ આ શુ કહે છે ! અને કેમ આવ્યા છે ? ધમે કહ્યુ, સૌ આવે છે તેમ ! માગવા લ્યો તમોને જોધ-પુરનુ 'રાજ્ય ઇનામ ! ( સભાળજો, બરાબર સાચવજો જાલમસીહે કહ્યુ', ત્હારા બાપનુ જ છે ને ! હવે હાર અને પોચીઓ લાવ ! બનાવટી કુમારે હાર કાઢી જાલમસીહને આપ્યો અને કહ્યુ આ હાર તમોને ઈનામ ? જાલમસીહે

કહ્યુ પોચીઓ, ધમે કહ્યુ વજેમીહની છે જાલમસીહે કહ્યુ, તને તેની શી પચાત છે ! બનાવટી કુમારે પોચીઓ કાઢીને કહ્યુ, લ્યો આ પોચીઓ પણ ઈનામ

જાલમસીહ હાર અને પોચીઓ મુકવા ગયો, ત્યા વેલીએ કહ્યુ, નાથ ? આ શુ કરો છો ! તમે કહ્યુ મારા પરમ પ્રિય પ્રાણધાર ! હુ તમને પ્રથમથીજ જણાવી ચુક્યો છુ કે, હુ ગરીબ થવા ઈચ્છુ છુ ગરીબાઇ સમાન સુખ બીજા કશામા નથી

આ પ્રમાણે વાતો વીનોદ ચાલે છે, ત્યા જાલમસીહે આવીને કહ્યુ હવે તારા ખરા રૂપમા થઇ જા ધમલા માળી ? વેલીએ કહ્યુ આ શુ છે ? જાલમસીહે કહ્યુ, મને ધિક્કારી કાઢયો, તેનુ આ ફળ, આ જોધપુરનો રાજ્ય કુમાર નથી પણ ધમલો માળી છે વેલીએ કહ્યુ હે ! જાલમ-સીહે કહ્યુ, શું ! હા, જાલમસીહના આવા વેણ સાભળી વેલી મુરછામા પડી

વેલી મુર્છામા પડી, ત્યા તાતોલખા ગવૈયો આવી પહો-ચ્યો, તાતોલખાએ આવી ધમાને કહ્યુ, કયો જીનાબ ! એક પાવસેરકી સુનાઉ ? ધમે કહ્યુ, બળી તારી પાવસેરકી, ને અધશેરકી. તાતોલખાએ કહ્યુ, કયો ? જાલમસીહે કહ્યુ, તે જોધપુરનો રાજ્યકુમાર નથી, પણ ધમલો માળી છે, ધમ-લાનુ નામ સાભળી તાતોલખાએ તેને એક ટપલી મારીને કહ્યુ, સાલેને કયા બેસ ભજાયા !

જાલમસીંહે તાનતોલખાને કહ્યું, તમો વેલીને લઈ નદીની પેલી બાજુ આવો ત્યા હુ તમને આવી મળીશ, એમ કહી તે ગયો, તે ગયો તે અરસામા વેલીને મુર્છા ઉતરી, ને બેઠી થઈ, ત્યા ધમો વેલી પાસે ગયો, અને કહ્યુ, સુદરી ? મારૂ તો જરા સાભળો ? વેલીએ કહ્યુ, શુ સાભળુ પસ્તાવાનો ડુગર ઉલટયો છે,

ધમે કહ્યુ કુવરી, તેમા મારો બીલકુલ દોશ નથી અભીમાનેજ તને ચઢાવી, અને તેથીજ ઠાકોરોને ધીક્કારાવી, ઠાકોરોએ મને ખોટે રાજકુમાર બનાવી તારી સાથે જોડાવી કુળના કુવામા ડુબાવી છેવટે મને બનાવી તારી આ દશા લવરાવી. સમજ જે કે જયા જયા અભીમાન ! ત્યા ત્યા પાપનુ જ મુકામ, અને છેવટમા સમજ જે કે પસ્તાવાનું આમને આમ, ધમો જાય છે

વેલીએ રૂદન કરતા કહ્યુ, હા ! હા ! હવે પુરૂ સમજાયુ વીણા બ્હેનના વચનો હવે પુરેપુરાં યાદ આવ્યાઃ પીતાજીના અભીમાનનુ ફળ પુરેપુરૂ મળ્યુ, હુંજ આધળી કે અભીમાનમા તણાણી

ગાયન.

વેલી— ( મુઝાણી મધ્ય દરીએ ) એ રાહ.

આધળી માન મહી હુ તણાણી, હવે પ્રભુ બેલી તુ હીરે,
મુરખ હુ મનખેથી રોળાણી, હવે પ્રભુ બેલી તુ હીરે,
બ્હેન શીખને નવ અહી, જાણ્યો દ્વેશી ભાવ,

ધન્ય ધન્ય ! તુજ બેહેનડી, મુરખ હું રહી સાવ,
હવે કરૂ શુ ? હે ! પ્રભુ સાહ્ય થાઓ ઓ વિભુ !
મુરખતા છેવટમા છે જણાણી હવે,
મ્હોટા રાજપર મોહ્ની પડી મુરખ માને બાપ,
પતંગ સમ ઝંપલઇ પડયા દીપકમા જઇ આપ,
ખરે છે જીદગી મારી હણાણી હવે

વેલ્લીએ વિચાર કર્યો, હવે ઘેર જઇને શુ કરૂ ! આ કાળુ મોહ્‌ડુ શુ બતાવુ ? બ્હેન વિણા ! તારો એકે એક બોલ હ્રદયમા ભાલાની માફક ખુચે છે, તે તો કહ્યુ, કે બ્હેન પસ્તાઇશ ? પણ મે અભિમાનીએ તારા વચન નહી માનતા તને ધિક્કારી ત્હારૂ કેહેવુ અક્ષરે અક્ષર સાચુ છે, દાટયા ભુલે, પણ લખ્યા ભુલતા નથી નશીબમા આવુ લખ્યુ હશે, તો કોણ મીથ્યા કરે ? મા બાપે તો ઉત્તમ જો ધપુરનો રાજકુમાર જાણીને મને પરણાવી, પણ કરમમા માળી લખેલો, તે રાજ્ય કુમાર કયાથી મળે ? હવે નશીબ જ્યા લઇ જાય ત્યા જવુ, તેમાજ સાર છે, નશીબ એજ દુનિયામા મોહોટી વાત છે, કરમ વિના નર કોડી ન પાવે તે કહેવત અક્ષરે અક્ષર સત્ય છે. તાતોલખાને જોઈ, કેમ તાતોલખાનજી ? તમે કયાથી ? તાતોલખાએ કહ્યુ, એસેઇ ઇધર આય, ઓર સબી બાતકા ભેદ પાયા, વેલીએ કહ્યુ, નશીબનો દોશ, તાતોલખાએ કહ્યુ કાયકુ ગભરાતે હો ? ચલો મેરી સાથ, માલીક સબ અછાઇ કરેગા, વેલ્લીએ કહ્યુ,

ચાલો જેવી હરીની મરજી ! એ પ્રમાણે કહી તાતોલખાં સાથે ચાલી નીકળી.

## પ્રકરણ ૧૪ મું.

વીણા સુંદરીને મુકી કઠીયારાએ જવા માંડયુ કઠીયારાના જતા જતા વીણાએ તેનુ નામ ઠામ પુછયુ, કઠીયારાએ પોતાનુ નામ કઠીયારોજ જણાવ્યુ અને પાસેના જંગલના ઝુંપડામા રહુ છુ, તેમ જણાવ્યુ અને ચાલ્યો ગયો, કઠીયારો ગયો ત્યા વીણાએ વિચાર્યું નાથ તો ગયા હવે મારે આ વઇભવ શા કામના છે ? હવે તો નાથની ઝુંપડીનો વઇભવ તેજ મારા કામનો છે,

ભાગ્ય ? ભાગ્ય ? અભાગીયા ભાગ્ય ? તારા કરમમા તે વઇભવ લખાયો હશે તો તને આવો વઇભવ શેને મળે ! વિધિ ? વિધિ ? તારી વાત ન્યારીજ છે ? રંકને રાજ્યગાદી ઉપર બેસાડનાર તે પણ તુ, ને રાયને રંક બનાવી વન વન રખડાવનાર તે પણ તુજ છે. હુ કોણ ! પતિ કોણ ? એ સંજોગ મેળવી આપનાર વિધિ ! તને લાખો ધન્યવાદ છે

આ સ્વપ્નવત્ત સાહ્યબી શું કરવાની ? રાજ્ય મહેલ શું કરવાના ? ખાનપાન શુ કરવાનાં ? વસ્ત્ર શણગાર શુ કરવાના ? બધુએ ફક્ત આ ભવને માટેજને ? એમાંનું કાંઈ સાથે આવવાનું નથીજને ?

શી સાહ્યબી ! શેની સાહ્યબી ! રાજ્ય મહેલમા વસનારનો અને ઝુંપડામા વસનારનો છેવટનો ઠાસતો સ્મશાન ભુમીજ છેને ? રાજ્ય મેહેલવાળાનો છેવટનો ઠામ રાજ્ય મહેલ નથી, તેમ ઝુંપડામા વસનારનો છેવટનો ઠામ ઝુંપડામા નથી. તો પછી નાહકનુ તેમા લોભાવાથી ફળ શુ ?

ખાન પાન ? શેના ખાન પાન ? સ્વાદ તો ફકતખાતા વખતેજને ! કહેવત છે કે ખાધુ ઘાટીને થયુ માટી, ને કહેવત શુ ખોટી છે ? ઉત્તમ ખાનપાન, અને સુકો રોટલો તેમાનુ જે મળે તે સતોશીને તો સમાનજ છે, ખાનપાનથી પણ કાયાને ભાડુ આપવાનુ છે, તેમ રોટલાથી પણ કાયાને ભાડુ આપવાનુ છે, તો પછી નશીબમા બન્નેમાથી જે મળે, તે સતોશીને તો સમાનજ છે,

વસ્ત્ર શણગાર ! શાના વસ્ત્ર શણગાર ? સતીના સાચા વસ્ત્ર શણગાર તેતો પતીજ છે સોનુ રૂપું પહેર્યે શું થયુ ? ઉમદા વસ્ત્રો પહેર્યે પણ શુ થયુ ? શુ કાયાને દીપાવનાર તેજ છે ? ના ! સતી ધર્મ રૂપ વસ્ત્રો અને શીયળ શણગારેજ સતી દીપે છે, ઉત્તમ વસ્ત્ર શણગાર હોય, ને સતી ન હોય ! તો તે વસ્ત્ર શણગાર શુ કરવાના ? સતીને પતીજ સાચો શણગાર છે અને તેમની શેવાજ સતીને શોભાવનાર છે તો સોનુ રૂપુ તેના મોઢા આગળ તુચ્છજ છે.

કુલ સાહ્યબી સ્વપ્નવત્ત છે આખું જગત અને તેમા

જન્મ પામેલી આ જીદગી સ્વપ્નવત્ત છે તો સાચુ શુ માનવુ ? સાહ્યબી સતીને મોક્ષદાતા નથી, પણ તે સાહ્યબીનો ખોટો મદ સતીને રૌ રૌ નર્કે લઈ જનાર છે સતીને પતીની શેવા એજ સાચી સાહ્યબી, એજ મોક્ષનો માર્ગ અને એજ પ્રભુ છે, બીજુ બધુએ ખોટુ છે

સતીને પતી એજ પ્રભુ છે, બીજા દેવ દેવીઓ નકામુ છે બીજા દેવ દેવીઓથી સતીનો ઉદ્ધાર છેજ નહી, કારણ પ્રથમ પતી અને પછી પ્રભુ, એમ સતીઓએ સમજવાનુ છે પુરૂષોને પ્રથમ માત પીતા, અને પછી પ્રભુ અને તેમનેજ પ્રભુ સમજવાના છે તેમને તરછોડી બીજા ગમે તેટલા દેવ દર્શન, જપ તપ આદિ કરે, તે કેવળ ઢોગરૂપ અને રૌ રૌ નર્કે જવાની નીશાની છે

માટે કર્મે મળેલા ભાગ્યશાળી ભરથાર પાસે પહોચી જવુ તેજ ઉત્તમ છે સતીને પતીનો પળભરનો પણ વિ-યોગ થાય, તો સતીને ચેન પડતુજ નથી, ને પડે પણ નહિ, તેજ સાચી સતી ગરીબ પતીને પામી મહીઅરની સાહ્યબી ભોગવવાની ઇચ્છા રાખનાર સતી, તે સતી નહી પણ સાક્ષાત શખણી સમજવી

ચાલ્ય જીવ તૈયાર થા, આ સ્વપ્નવત સાહ્યબીને છેવટ ને માટે નમસ્કાર કર નશીબમા ભોગવવી લખી હતી, ત્યા સુધી ભોગવી, પાછી કર્મે ભોગવવી લખી હશે, તો આપ થી મળશે, માટે જીવ ! તેવી ખોટી લલોપતા છોડી દે ને

પતી ચરણમા હાજર થા

આવા ઉમદા વસ્ત્ર શણગારને હવે મારે શુ કરવા છે? શુ મારા નાથના ઝુપડાને આતે શોભે ? ના, ના, ઉલટા લજાવે, અને પતીને સતી ઉપર અદેશો લવરાવે માટે આવા ઉમદા વસ્ત્ર શણગાર દુર કરવામાજ ફાયદો છે કારણ–

દુહો

માયા શોભે મેહેલમા, ઝુપડે નહી સોહાય,
ખાડ ભળે જઈ ખીરમા લુણ ભળે નહી ત્યાય

માટે જેમ ખાડ ખીરમાજ શોભે, તેમ આ વસ્ત્ર શણગાર આ મહેલમાજ દીપે, માટે તેવી માયા નકામી છે જીવ ! હવે ખોટી માયા તજી પ્રાણ પ્રભુમા ચીત્ત લગાડ. એવો વીચાર કરી ઉમદા વસ્ત્ર શણગાર તજી કઠીયારાને લાયકનો પોશાક એટલે કે સાદી સાડી ધારણ કરી પોતે પતી શેવામા જવા નીકળી

કઠીયારાનુ ઠામ ઠેકાણુ પુછી લીધેલુ, તેના આધારે આધારે સતી સુદરી ખોળ કરતી કરતી કઠીયારાના ઝુપડા પાસે આવી ઝુપડામા કઠીયારો, લાકડા કાપવાના શ્રમથી નીદ્રાવશ થયેલો હતો, તેને જોઈ વીણા ઘણી ખુશી થઈ, અને કઠીયારાના વખાણ કરવા લાગી.

વાહ ? શુ સુદર ગુલાબી મુખ ! શુ સુકોમળ કાયા ? શુ સુદર દેદિપ્યમાન દેખાવ ! જો રાજવશી પોશાક ધારણ કરે, તો રાજામાં ને આમનામા બીલકુલ ફરક નજ પડે.

જો કે સુભાગ્યે આવા સુકોમળ મળ્યા છે, પરંતુ કદાપિ ગમે તેવા મળ્યા હોય, તો સતીને પ્રભુ સમાનજ છે ને ?

મન ? મન ? તું શા માટે ખોટી ભ્રમણા કરે છે તને તારા નસીબે જે મળ્યું તેમાં સંતોશ માનીને રહે સમજ ભુંડા સમજ, સંતોશે રહેવામાજ સાર છે. સંતોશના આમ્રવૃક્ષ ઉપર અમૃતના આશાફળ બેસેજ બેસે હાય વોયમાં કાંઈજ સાર નથી ભ્રમણા પ્રાણી માત્રને ભરમાવે છે સાહ્યબીમાં સુખ છેજ કયાં ? સંતોષના આમ્રવૃક્ષે બેસતા આશાના અમૃત ફળ ભાગ્યશાળીજ ખાય છે, ને જે ખાય છે તેનો આ ભવને પરભવ આનંદમાં જાય છે માટે મન ! બધી ભ્રમણા જવા દે

ગાયન.

( મુરખ નર ખાલી ભુલી ) એ રાહ

મન ભમરા ભ્રમણે ભુલી (૨) શા માટે તું ભરમાવે
નાથ મુગટ મણી કર્મે મળીઆ, ગણીલે પ્રભુભાવે
શા માટે અન્ય લલચાવે (૨) ઉર વિચાર શીદ લાવે—અરે
કાળા ગોરા પતી કરમે મળીઆ અખજ શીદ ખાવે
ધર્મ સંતોષ ચિત અતિ ભાવે (૨) કેમ સતી સત્ય વિસરાવે—અરે
સંતોષ મળે નહી સંપણી ને સંતોશે સતી કહાવે
ધર્મ ભરૂશો એક ભગવતંના (૨) જે ભવ ભય
વીસરાવે—અરે—નાથ.

આહાહા ! નાથતો હજી પુર્ણ નિદ્રામાજ છે, ચાલ્યા

જીવ પતીની શેવામાં તત્પર થઈ જા, હવે તો એજ પ્રભુ અને એજ આ માથાના મુગટ છે, અન્ય લલોપના નકામી છે, કાષ્ટ કાપી લાવી અ ઢગલો કરી ગયો છે, ને તે શ્રમથીજ નીદ્રામા છે ચ લ્ગ જીવ પતીની ચપી કરી તેમનો શ્રમ ઉતારૂ એવે વીચ ર કરી પગ આપવા બેઠી. સુકોમળ સતી સુદરીના હ થને સ્પર્શ કઠીઆગને થતાજ તે ચમકીને એકદમ ઉભો થઈ ગયો

કઠીઆરો ચમકીને બેઠ. થયો, અને વીણા સુદરીને જોઇ કહ્યુ, સુદરી ! આ શુ કરે છે ? વીણાએ કહ્યુ, પતીની ચપી કઠીઆગએ કહ્યુ અરરર એતો તમોને ઘટે ! વીણાએ કહ્યુ, પતીની શેવા ન કરે, તે સતીનુ માન ન ઘટે ? કઠીઆગએ કહ્યુ, હુ એક બ.વળનુ ઠુઠુ તે તમાગ જેવી કેતકી કળીનો ભોગી થવાને લાયક છુ ? શુ ગધેડા પગ ચદેરીની સાડી ઓઢાડવી શોભે ? શુ કુ ગળીના દડા સાથે માલતીની કળી દીપે ? શુ ગધાતી જટમા કસ્તુરી મસ-ળવી શોભે ? તમારા બાપે ગુસ્સ ના આવેશમા આવી તમારો હ થ મને સોપ્યો, એથી શુ થયુ ? મુગ્ધ કુભારે મુલ્યવાન મણી ગધેડાની કોટે બાંધ્યો, તેથી એ શુ થયુ ? હેવાન- માળીએ માલતીની કળી કુ ગળીના દડા સાથે બાધી, તેથી એ શુ થયુ ? ગધેડુ મણીને લાયક નથી તે નથીજ ! મુરખ કુભાર જખમારે છે, કુ ગળીનુ દડુ માલતીની કળીને લાયક નથી તે નથીજ ! હેવાન માળી ખાણુ ખાય છે

ભાગ્યવતી સુંદરી આ હીણ ભાગી સુખી નજ હોય? દરજીની ઝુંપડીએ હાથી નજ શોભે, માટે સુંદરી સમજો! સમજો! હું તમારે પગે પડું છું સમજજો કે આતો એક ભટકતો ભુત છે, મારા તરફથી તમોને યોગ્ય પતી મેળવી લેવાની બાસ છુટ છે

વીણાએ કહ્યુ, નાથ! ન બોલો ન બોલો! એવાં અઘટીત વેણ ન બોલો! શું ચંદ્ર તે ચાંદનીને પગે પડતો શોભે? શું ઠાકરતે ચાકરને પગે પડતો શોભે? શું દીનકર તે રજનીને વીનવતો દીપે? નજ દીપે? તેમજ તમો ગરીબ નથી, પણ મારે મનતો સાક્ષાત કુબેર ભંડારીનો અવતાર છો, સતીનો પાલવ, અને પાલવના પટમા લપટાયેલો હાથ બીજાને સોંપાવાનો નથી તે નથીજ જોકે આપ વિચિક્ષણ અને બુદ્ધિશાળી મળી ગયા છો, ગોખલામા બેઠે ગોરખ મળી ગયા છો છતા કદાપી બહેરો, બોબડો, લુલો, લંગડો ડાડીઓ, પતીઓ અગર ગમે તેવો પતી મળે, છતાં સીંહની મુછનો વાળ, ભોરીંગ નાગનો મણી જેમ જીવતા જીવત બીજાના હાથમા નજ જાય, તેમજ સતીનો પાલવ અને પાલવના પટમા લપટાયેલો હાથ બીજાના હાથમાં ન જાય તે નજ જાય

કઠીઆરે કહ્યુ, સુંદરી, અહીંયા હઠ શા માટે કરો છો?

હઠ કરવાની હતી, ત્યા તો તમે જીત્યા છો, આહીતો તમારો જાહેર અખતીઆર છે, સમજો કે આતો એક નાબેદાગ છે.

વીણાએ કહ્યુ નાથ ! ન બોલો ન બોલો ! એવા ગંધાતા વેણ ન બોલો ! કેળ બીજીવાર ફળતીજ નથી, નીચી નમેલી વાદળી પાછી ફરતીજ નથી, ગીહણ બીજીવાર ગમવતીજ નથી, કરોડો મણ ધુળ સુર્ય સામે ઉછાળે, પણ ઝાખોનજ થાય ડુંગળીનો પાસ કસ્તુરીને કદાપી નજ લાગે, તેમ સેંકડો સંકટો સતી ઉપર સામટા આવે, પણ સાચી પતીને ન તજે, તે નજ તજે

કઠીઆરાએ કહ્યુ, કહેતા શરમાઉછુ પુરૂ પેટ ભરીને ખાવાનુ પણ મળશે નહી, વીણાએ કહ્યુ પતીના જમતા એઠું જુઠું જે વધશે, તે ખાઇ સંતોશથી પતી શેવા ઉઠાવીશ.

કઠીઆરાએ કહ્યુ, સખત શીયાળાની કડકડતી ટાઢ આ ઝુંપડીમા કેવી રીતે સહેશો ? વીણાએ કહ્યુ, મારા નાથની ચંપી તે મને સુજની ઓઢીને સુવાકરતા પણ વિશેષ ગરમાવો આપશે, કઠીઆરાએ કહ્યુ ગ્રીષ્મનો સખત તાપ કે, જ્યારે બારે સુર્ય સામટા તપી જાણે કે આ દુનિયાને પ્રલય કરવા તપતા હોય, તેવો તાપ, તમો કેવી રીતે સહન કરશો ? વીણાએ કહેયુ બારે સુર્ય સામટા તપે, તોપણ મારા નાથના મુખમાથી ઝરતુ અમૃત તે તાપને સમાવી દેવા બસ છે

કઠીઆરાએ કહયુ, મહેલના અમુલ્ય વઈભવો આ ક ગાળ કઠીઆરાને ત્યા કયાથી મેળવી શકશો ? વીણાએ કહયુ નાથ ! આપ કઠીઆરા નથી ! આપ ભારો વેચનાર નથી, પણ મારે મનતો કુબેર ભ ડારીનો અવતાર છો, પતીની ગમે તેવી તુચ્છ સાહ્યબીને સતીઓ કુબેર ભ ડારીની દોલત સમજે છે અને તેમા સ તોશ માની રહે છે

કઠીઆરાએ કહયુ એતો કહેવાનું પણ સાહ્યબી કયા ? વીણાએ કહયુ નાથ ! સાહ્યબીમાં છે પણ શુ ? જો સાહ્યબીમાજ સુખ હોત તો સાહ્યબીવાળા હાય કરતા મરે છે, તે મરેજ કેમ ? જો ગરીબાઇમા સુખ હોત, તો ગરીબ ટાટીઆ ઘસતા મરે છે, તે મરેજ કેમ ? અને સાહ્યબીમા છે પણ શુ ! જુવો સાંભળો

ગાયન.

વીણા— ( નથી કાઇ સાધન સુખ ધનમા ) એ રાહ

ખરે છે વઇભવ દુ ખ દરિઓ, પાપ પ્રપ ચ નીરે ભરીઓ
ચહયો તે ડુબ્યો નહી તરીઓ— ખરે
વઇભવ શો શ કરને છે, પાર્વતી સદા પ્રસન્ન રહે છે,
મુરખ પ્રાણી તેને ચહે છે, પાપ પોટલા બાંધી રહે છે
સમજ્યો ઝંઝવાના જળ જે, શીવ પદને વરીઓ. ખરે.

કઠીઆરાએ કહ્યુ પણ હુ વગડાનો બળ્યો ઝળ્યો આ-વીશ તો બે બોલ બોલી બેશીશ? વીણાએ કહ્યુ, તે હુ અમૃતસમાન ગણી ઘોળી પીસ કઠીઆરાએ કહ્યુ વખતે વગ-ડાનો બળ્યો ઝળ્યો આવીશ, તો માર ઝુડ કરી બેશીશ? વીણાએ કહ્યુ, તો તમારા હાથને ઈજા થયેલી સમજી, તે હાથની સેવા કરીશ, કઠીઆરાએ કહ્યુ, વખને ગાળ ભેળ દઇ બેશીશ? વીણાએ કહ્યુ પતીની ગાળો ને ઘીની નાળો સમ-જવી, તે દરેક સતીની ફરજ છે પતી સતીને જે કહે તે સતીના સારાનેજ માટે એવુ ખાસ સતીને સમજવાનુ છે

કઠીઆરાએ કહ્યુ પોતાની સ્રીને માર ઝુડથી કે ગાળ ભેળથી સતાવનાર, નર નહી પણ ખર છે, માણસ નહી પણ હેવાન છે.

ગાયન

કઠીઆરો —

ખરેખર મુરખ લ્યો માની–તજે જે પરણી પોતાની
કરે તે સંસાર ધુળધાણી હાથે કરી વ્હોરે નીજ હાની.
અરે કેમ એમ બનેરે અરરરર સ્રી ઘર ધણીઆણી,
સ્રી વીણ ઘરનુ ભુશણ શુ છે, જુવો શાસ્ર વાણી

પુરૂપ શોભે સ્રીને લઇને એજ જગત કહેવાણી,
ડાબુ અ ગ પુરૂષનુ અબળા, ગ્રહ શીક્ષામા પુરી સબળા;
અરરરરર ગુણ ખાણી—ખરે
માર ઝુડ કે ગાળભેળ મુળ કકાસ લ્યો જાણી,
કજીઆને કકાસે નાસે ગોળી મહીનુ પાણી,
સાથે રહેતા સુખીઆ રહીએ તે વિણ નિશ્ચે દુખીઆ થઇએ
અરરરરર સતી શાણી—— ખરેખર

વીણાએ કહ્યુ નાથ ! આ સુગધ શેની આવે છે ! કઠી આરાએ કહ્યુ, એતો પેલુ લાકડુ બળે છે તેની હશે, વીણાએ કહ્યુ, નાથ ? આતો બાવના ચદનની સુગધી છે! કઠીઆરાએ કહ્યુ, ગમે તેની હો, પરતુ તેજ લાકડાનો સાઢાત્રણ મણનો ભારો રોજ લોભીલાલ શેઠને ઘેર નાખુ છુ

વીણાએ કહ્યુ કીમત ? કઠીઆરાએ કહ્યુ, રોટલુ અને મરચુ, કદી કદી કેરી કટકો, વીણાએ અચંબો પામી પુછ્યુ, શું આવા લાકડાની આટલીજ કીમત ? કઠીઆરાએ કહ્યુ, આ લાકડાની કીમત નથી, પણ આ કઠીઆરાના નીરભાગી કરમની કીમત છે

વીણાએ કહ્યું, ગરીબની મજુરીથી મેળવેલુ લુટી લઈને સાહ્યબીવત થવુ, તે આજ કાલ શ્રીમતોનો વેપાર છે,

વારૂ ? તમારા બાપ ! કઠીઆરાએ કહ્યુ જન્મ ધરીને તો જોયાજ નથી, વીણાએ કહ્યુ, મા ! કઠીઆરાએ કહ્યુ, અહી આવ્યા પછી ભુખ મરે મરી ગઇ વીણાએ કહ્યુ બીજુ કોઇ સગુ વ્હાલુ ? કઠીઆરાએ કહ્યુ મને ખબર નથી

વીણાએ કહ્યુ વારૂ ! શેઠ સાથે હીસાબ કર્યો ? કઠીઆરાએ કહ્યુ, ના ભાગ્યના અધારામા તે તો રહી ગયો છે વીણાએ કહ્યુ ચાલો શેઠને ત્યા હીસાબ સમજવા જઇશુ ?

કઠીઆરાએ કહ્યુ, બુદ્ધિશાળી બાળા ! મારૂ ભાગ્યનુ પાનુ સભાળનાર સુઘડ સુદરી ! આજે તે દળદરનો દાભડો ઉઘાડી, આકડાની ઉધેઇ દુર કરી, સપતીના ચોપડો સુધાર્યો છે ચાલો શેઠને ત્યા હીસાબ સમજવા જઇએ.

કઠીઆરો—વીણા

ગાયન

( પધારો સુભાગી નાગ ) એ રાહ

કઠીઆરો—સુધાર્યો આ સસાર . ..
વીણા— ભાગ્ય બળે પતિ આપના
કઠીઆરો—પ્રીયા પ્રાણની આધાર ..
વીણા— .. ટળ્યા દીવસ સઉ તાપના

કઠીઆરો—સુઘડ સુંદરી સહાયે...... .
વીણા— . નાથ પ્રભુજી, પસાયે
ભાગ્યશાળી ભરથાર, સતીના હૃદય હાર–ભાગ્ય.
કઠીઆરો— સુભાગ્યે મળી સતી શાણીરે.
વીણા-- સઉ ચાતુરી તુમ જાણીરે
કઠીઆરો--ઘટે સુંદરી આવી ન વાણીરે.
વીણા-- વાહ વાહરે આ
કઠીઆરો--મારા ભાગ્યનો આધાર
વીણા--દાશી છુ આ સતી શીર સરદાર–ભાગ્યે

વીણાએ કહ્યુ, નાથ ચાલો શેઠને ઘેર ? કઠીઆરાએ કહ્યુ મારી સુઘડ પ્રાણાધાર; મારા ભાગ્યના ભંડાર, સુખ દુ ખની સુભાગી ! પધારો, વીણાએ કહ્યુ નાથ ! તમો નમુનાનો કટકો લઇને મારી પાછળ આવજો. હુ પ્રથમ સોદાગરના વેશે તેની વખારો વિગેરે જોઇ શેઠ સાથે વાતચીત કરૂ છુ ત્યા તમે આવી પહોચો, પછી જે પ્રમાણે યોગ્ય લાગશે, તે પ્રમાણે વર્તી લઇશુ, કઠીઆરાએ કહ્યુ પધારો એ પ્રમાણે મસલત કરી લોભીલાલને ત્યા હીસાબ સમજવા ગયા.





ॐ तत्सत् परमात्मने नम

# રાજ કઠીઆરો.

નૉવેલ

## ભાગ ૨ જો.

ભાગ્યબળનો આબેહુબ ચિતાર

---

### મંગળાચરણ.

---

કેતા— ઇશ્વર સ્મરણ.

દુ:ખહર હર હર સુખ કરણ દેવ,
ચંદ્ર ઇંદ્ર કુબેર દેવ મળી, સર્વે કરે શીરનામી શેવ
સીતરસ્મી બાલ ભાલ, રોપી ગળે રૂંઢમાળ,
ઓઢી ગજખાલ વહે, જાન વીશીરે વીશાળ—દુ:ખહર
કામ નાશ, કરણ ખાસ, હરણ ત્રાસ, ભરણ આશ,
હીમનીવાસ, માહીવાસ, સર્વમા સ્વયં પ્રકાશ.
અજર અમર એકરૂપ, વિશ્વ વ્યાપ્ત માન ભુપ,
તનથી, મનથી, ધનથી, સેવા તારી, કરીએ સારી,
ઉરમા ધારી; મુર્તિ તારી . ..દુ:ખહર

# પ્રકરણ ૧ લું.

---



## ધમાનો પસ્તાવો

ધમો વેલીથી તરછોડાઇને ઘેરગયો, ઘેર જતાજ પારાવાર પસ્તાવામા પડયો, ઘેર ડોશીએ ધમાની બળતરમા આપઘાત કર્યો, અને બૈરી નાતરે ગઈ ઘરનો આ હાડ જોઈ ધમો એકાએક ચાલી નીકળ્યો રસ્તામા આવી વીચાર કરવામા એકતાર બન્યો, અને પારાવાર પસ્તાવામા પડયો

ધમે વીચાર્યું, આહાહા ! ઘડી પહેલા હુ જોધપુરનો રાજકુમાર કહેવાતો હતો, અને હાલ કંગાલ વેશમા રખડુ છુ. તેમજ સાહ્યબી સ્વપ્નવત આવી, પાછી ઉડી ગઇ ઉઘમા અપસરા આવી, પણ મે મુરખાએ ન બોલાવી કે ચલાવી કીડીને પાખો આવી, તે છેવટે મોહોતની નીશાની લાવી

મને કંગાલને કયા કમતડી થાઈ, કે રાજકુવરી ઉપર આશક બન્યો ! હરામી ઠાકોરોએ ચઢાવીને ઠેઠ ટોચ ઉપર બેસાડયો હુ મુરખ કે ચઢતા વીચાર ન કર્યો ચઢે ને પડે તે તો નિસંદેહ છે. પણ આતો ચઢાવનારનેજ ધકકો મારી હેઠી પાડયો હવે ન રહ્યો ઘરનો કે વાટનો !

જો ઘેર ગયો ત્યા ગોદા વાગ્યા, ડોશી આપઘાત કરી મરી ગઈ, બૈરી નાતરે ગઈ હવે એકે બારી આ ધમાભાઇની ન રહી. ઊંચે આભ અને નીચે ધરતી શીવાય ધમાભાઈનુ કોઈ ન રહ્યુ. ગામમા રહીએ તો રાજાની બ્હીક ! હવે જવુ કયા ? ભાગ્ય ઉપરજ આધાર રાખીને ચાલી નીકળવા શીવાય બીજો ઉપાય નથી

ભાગ્ય ! ભાગ્ય ! તારી બલીહારી છે તું અજબજ છે દશાના રગ અને ઢગ ન્યારા છે તડકા અને છાયાની તુલ્ય છે, જેમ ઉગમણો સુર્ય ઉગતા તે તડકો આથમણી દીશાએ પડે, ને સુર્ય મધ્યમા આવતા સર્વ દીશા સરખી તડકામય થાય, પછી પશ્ચીમ તરફ છાયો વળવા માડે તેમ ભાગ્યની દશા પણ ચાલી જવાની,

ઘડીમા સુખ ! ઘડીમા દુઃખ ! સુખ શેમા માનવુ ! આ સ્વપ્નવત્ત સસારમા દશાના કઢગા ફેરફારોને લઇને, કાઈ રૂચતુ જ નથી, દશા ! દશા ! તારી વાત ન્યારી છે, વીધી ! તારી પણ બલહારી છે, કે આ ધમાભાઈના આવા લેખ લખ્યા ! જો હાથમા આવે, તોતો કદાપી ન છોડુ, પછી જે થાય તે ખરૂ, શુ આવા લેખ લખવા માટે આ ધમાભાઇ શીવાય બીજો કોઇ ન મળ્યો !

ધમો વીચાર કરે છે, ત્યાં વીધી આવીને ઉભી.

વીધીને જોઇ ધમો આશ્ચર્ય પામ્યો, અને પુછયુ ભલી બાઇ તુ કોણ છુ ! વીધીએ કહયુ, હુ વિધાત્રી છુ, ધમે કહયુ, ભલીબાઇ તુ અત્રે કેમ આવી છુ ? વીધીએ કહયુ, તે યાદ કરી તેથી, હવે મારા ઉપર જે બળ અજમાવવુ હોય, તે અજમાવ ધમાએ કહયુ, શુ બળ અજમાવવુ ! તે પ્રથમથીજ લેખ લખીને નિર્માલ્ય બનાવ્યો છે, તે તને કેવી રીતે પહોચીશ ! વીધીએ કહયુ, હુ એક અબળા જાતીને તુ મર્દ નહી પહોચી શકે ?

ધમે કહયુ, તને અબળા કહેનાર મનુષ્ય મુર્ખ છે, તારા જેવુ પ્રબળ આ શ્રુષ્ટીમા કોઇજ નથી, ભલભલાને અબળ કરનારને અબળા કહેનાર મુર્ખનો સરદાર છે, પુરે પુરો ગમાર છે, તુ અબળા નથી પણ પ્રબળા એટલે અથાગ બળવાળી છુ

વીધીએ કહયુ, તુ હાલ કહેતો હતો, કે જો વીધી હાથમા આવે તો છોડુ નહી, તે બોલો તારા કયા ગયા ! ધમે કહયુ, હવામા પામર પ્રાણીઓ ગુસ્સાના આવેશમા ગમે તેમ બકે, પણ તે તો ફક્ત કહેવાનુજ કરવાનુ નહી, ને તેમ થાય પણ નહી, ગુસ્સાના આવેશમા શુ ગરને મેદાન કરવા માગે, તે કેવી રીતે કરી શકે ? દુનિઆની કહેવત મુજબ કમજોર અને ગુસ્સા બહોત એ પ્રમાણે આજકાલ

આણી માત્રનુ વર્ણન છે, વીધીએ કહ્યુ, ત્યારે હુ જાઉ છું?

ધમે કહ્યુ તમારી મરજી, પણ મારા મનનો સદેહ મટાડવા આ દાસપર દયા, કરો, અને પુછુ તે તે વાતોના ખુલાસા આપી સુખેથી પરવરો, વીધીએ કહ્યુ, સુખેથી પુછ

ધમો–વીધી– ગાયન ૧

રાગ—ગોપીચદનો

ધમો–હે! વીધી મયાળુ, લેખ લખે તુ કેવી રીતથી,
વીધી–હે પામર પ્રાણી કહુ તે, તુ સાભળ્ય એકજ ચીત્તથી
પરભવ જીવે આવી શ્રષ્ટીમા, બાધ્યા હોય જે થોક
પુન્ય પાપ બાંધ્યા ભોગવવા તેવો લેખ મુજ રોકરે હે
ધમો–રાજપાટને રિદ્ધિ સિદ્ધિ ભોગવે પ્રાણી શીપેર
તેવા શુ પરભવનાં પુન્યો કે તારૂં અધેરરે–હે
વીધી–દયા દાનને દીનતા ધારી, બાન્ધ્યાં પુન્ય અપાર,
રાજપાટને વઇભવ સરવે આ ભવ ભોગવનારરે હે
ધમો–તે જીવે શું પરભવમાહી, નહી કીધા હોય પાપ;
પુન્યાઇને લઈ તે પાપોમા શું પડીઓ કાઇ કાપરેહે
વીધી–પાપમા કાપ ન પડે કદાપી, સૌ ભોગવવુ કાય,
પુન્યને લઇ પાપકર્મ જે કીધા તે ન કપાયરે–હે
ધમો–પાપ તેમને કેમ નડે નહી, કીધા હશે નહી કાઈ,
સુખ સાહ્યબી માણે અતીશે, આ ભવસાગર માહીરે–હે

વીધી—પાપો નહી છોડનાર કોઇને, ભલે રાય કે રંક,
પાપ પુન્યના સાથે પડીઆ, નીજ લેલાટે અંકરે—હે
ધમો—લેલાટ અંકને નથી જોવાતા, છુપા પડયા છે કાંઇ,
હામ ઠેકાણુ બતાવ્ય મુજને, તે વીણ જાણુ નાહીરે—હે
વીધી—ઉઘાડા લેલાટે ઝળકે, લેખ તુ ધારી નીહાળ,
અક્કરમીનું કોડીઆ સરખુ, કરમી ભવ્ય કપાળરે—હે
ધમો—મારા કરમમા હજી લખ્યુ શુ ? તે તુ મુજને બતાવ,
પછી જોઇલે કેવી રીતે, ફાવે છે તુજ દાવરે—હે
વીધી—લખ્યા લેલાટે લેખ મે આપે, કદી ન મીથ્યા થનાર,
ટાળ્યા ટળે નહી લાખો વાતે, મુરખ શીદ જખમારરે—હે
ધમો—યાદ કરીશ જખ મારીશ ત્યારે, બતાવ આણી વાર,
મેળ મારૂ તુજ લેખે નક્કી, ઉલટો હુ પળનારરે—હે
વીધી—વેલી કુવરીનો ભવ આવ્યો, વ્હોરી ટીલી આપ
વીણાની પાછળ પડવાનો, લીધે પરભવ પાપરે—હે
ધમો—સંસાર તજવા નીશ્ચય ધાર્યો, તે શુ કદી ફરનાર,
મેળ મારૂ તુજ લેખે નક્કી, બાવો છુ બનનારરે—હે
વીધી—થઇને બાવો કાવે દાવે, કાળા કરમ કરનાર,
પરભવ પુન્યે વિણા બોધે, ટળશે કર્મનો ભારરે—હે
ધમો—જોધપુરનો રાજકુવર બન્યો, મળી સાહ્યબી આહી,
તે શા કારણ કહોને વીનવુ, કીયા પુન્યને લેઇરે—હે

વીધી-પુર્વ ભવે તે માત પીતાની, શેવા કીધી દીનચાર,
તન મન ધનને અર્પણ કરીને, મેળવી સાહ્યબી સારરે-હે

ધમો-ચારજ દહાડા કીધેલી શેવા, નવ સમજ્યો કાંઈ સાર
સમજાવોને મુજ પામરને, થાય મનનો નીસ્તારરે-હે

વીધી-માબાપને તે બહુ રજાડયા, જન્મ ધરી તે વાર,
છેવટ ચાર દીવસ કીધ શેવા, પસ્તાઈ દીલ અપારરે-હે

ધમો-માબાપ શેવાથી મળી સાહ્યબી, આશ્ચર્ય પામુ મન,
આવુ જાણત તો તે શેવામા, અર્પત તન મન ધનરે-હે

વીધી-માબાપ પુત્રને પતી સતીને, પ્રથમ પ્રભુ છે જાણ
જાણુ છતા પણ ચિત નહી ધારે, બની રહે અજાણરે-હે
દેવ દર્શને મન દોડાવે, જપ તપ ધારે ચીત,
સાચા વખોડી ખોટા વખાણે, કરવા નજનુ હીતરે-હે
માત પીતાની શેવા પુત્રે જે, કરતા પ્રીતે અપાર;
તેમજ સતી પુજે નીજ પતીને, પહોચે પ્રભુને દ્વારરે-હે
તે વીણુ સઘળુ મીથ્યા જગતમા, જપ તપ દરશન દેવ,
ધર્મ ઢોંગી થઈ ઢોગ આદરવા, કરવી અન્યની શેવરે-હે
દયા દાનને દીનતા તે વીણ, ધર્મ નથી અન્ય જાણ,
પામર પ્રાણી તે તરછોડી, હાથે વ્હોરે હાણરે-હે

ધમો-ધન્ય ધન્ય છે શીક્ષા તારી, ચુકુ નહી તલભાર,
નમસ્કાર છે માવડી મારા, પ્રેમેથી તુ સ્વીકારરે-હે

વીધી–દાટયા કદાપી ભુલી જવાના, લખ્યા ભુલાશે નહી,
 સ્વર્ગ મૃત્યુ છોડીને જાવે, ભલે પાતાળની માહીરે–હે
 એકવાર ભુલીશ તુ હજીએ, નક્કી દીલ તુ ધાર,
 વીણા શખિને ગ્રહણ કરીને, પામીશ સુખ સસારરે–હે
ધમો–ધન્ય ધન્ય છે દેવી વિધાત્રી, ધન્ય છે તારૂ નામ,
 પરભવમા સભાળી લેજે માગુ કરી પ્રણામરે–હે
વીધી–પુન્ય કર્મને નહી તરછોડી, છોડીને સઘળા પાપ,
 પરભવ ભાતુ બાધતા કીને, પામીશ સુખ અમાપરે–હે

એ પ્રમાણે ધમાને શીખ આપી વીધાત્રી વિદાય થઈ ગઈ વીધાત્રીના ગયા પછી ધમે જોયુ તો વીધાત્રી જોવામા આવી નહી આમ તેમ ફરીને જોયુ, પણ તે શેની નજરે આવે ! તે તો ત્યાથી અલોપ થઈ ગઈ હતી ધમે વીચાર કર્યો, કે હુ તે ઉઘુ છુ કે જાગુ છુ ! શુ વીધાત્રીએ અહીઆ આવીને મારી સાથે વાતચીત કરી ! આને સાચુ કે સ્વપ્નુ ! આજ મારૂ ભાન ઠેકાણે ન હોય તેમ કેમ જણાય છે ! હશે જે બન્યુ હશે તે ખરૂ !

પણ હવે મારે કરવુ શુ ? ને જવુ પણ કયા ! લાજ આબરૂ જતા સસાર સુખ સઘળા થઈ ગયા છે હરામ, ને હવે તેનુ છે પણ કયા નામ ! કહેવત છે કે સુખના સોની, અને દુખમા અહલેક સીતારામ !

ખાંડા બન્યા વિન સિદ્ધી નથી, કોક જગલમા

જઈ અલખ નીરંજનનું નામ જપીશું, અને કરેલ કર્મનો પસ્તાવો કરી પસ્તાવાના તાપમાં તપીશું, આ ભવતો બગાડયો, પણ આવતો ભવ સુધારીશું અને ભવોભવ આ ભવને સંભારીશું હવે તો સંસારમાં ફકત એરૂથીજ છે કામ જેથી સાચું ભજાશે નામ, બોલો અહલેક સીતારામ. એ પ્રમાણે વીચાર કરી ધર્મો બાવો બની જંગલ તરફ ચાલી નીકળ્યો



## પ્રકરણ ૨ જું.

---



લોભીલાલ કઠીઆરો વખત થતા આવ્યો નહી, તેની ચીંતામા હતા, ત્યા વીણા સોદાગર વેશે આવી પહોચી નવિન સોદાગરને જોઇ શેઠે પુછ્યુ, કહો કેમ પધારવુ થયુ છે? અને તમે કોણ છો? સોદાગર વેશમા વીણાએ કહ્યુ, હમ સોદાગર હે, હુર દેશાવરમે રહેતે હે ઓર ભારી વેપાર સોદા કરતે હે યા હમ બાવનાચદન લેને આયે હે દેખો વો નમુનેકા માલ તુમારી પાસમે હે? શેઠે કહ્યુ, હા! વો નમુનેકા માલ છે કેટલા લેના છે? સોદાગર વેશમા વીણાએ કહ્યુ, લાખો કરોડોકા માલ ખરીદ કરે, જો વ્યાજબી ભાવસે વોઇ નમુનેકા માલ મીલે તો ચાહય ઇતના માલ હો, હમ ખરીદ લેવે

લોભીલાલે કહ્યુ, સોદાગર સાહેબ! એજ નમુનેકા માલ છે, લાવે એક દેતા છે, ને માલે એજ નમુનેકા દેતા છે પણ પૈસા રોકડા લેતા છે! સોદાગર વેશમા વીણાએ કહ્યુ, સેઠજી! કુચ બીના પૈસે માલ ખરીદને કેસે આવે! પણ માલ દીખલાઓ નમુનેસે મીલાઓ, ઓર ભાવ વ્યાજબી વ્યાજબી તોલ દો હમકુ પુરવેગા તો માલ લેઇગે, ઓર

ઇસવખત માલકા દામ ગીન દેઇંગે હમ સોદાગર લોક વ્હેપારકી બાતમે પીછે પાઉ નહીં ધરને હ

લોભીલાલે કહ્યુ, અહીં તો માલે એક છે, ને ભાવે એક છે સોદાગર વેશમા વીણાએ કહ્યુ, કયા ભાવ! લોભીલાલે કહ્યુ, ચાલીસ રૂપીએ એક શેરના ભાવથી દેતા છે ચીન, જાવા, અને હોંગકોંગના બજારમા હમારી દુકાનો છે લોભીલાલ કરમચંદનુ નામ તો સાંભળ્યુ હશે? સોદાગર વેશના વીણાએ કહ્યુ, હા! હા! વોહી આપ! લોભીલાલે કહ્યુ, હા એજ હુ પોતે! લોભીલાલ કરમચદ. સોદાગર વેશમા વીણાએ કહ્યુ, તુમને મુફલીસ સોદાગરકા નામતો સુના હોગા? લોભીલાલે કહ્યુ હા હા! કોક વખત કાગળમા આવતા હતા ખરા! તેજ આપ કે! સોદાગર વેશમા વીણાએ કહ્યુ, હા! વોઇ મે ખુદ

લોભીલાલે લાલીઆને કહ્યુ, લાલીઆ! જા આ સોદાગર સાહેબને આપણી વખારો બતલાવ! લાલીએ કહ્યુ, ચાલો સોદાગર સાહેબ, હુ તમને વખારો બતાવુ, સોદાગર વેશમા વીણાએ કહયુ, શેઠજી! આપજ દીખલાઓને! લોભીલાલે કહયુ, આ મારો લાલીઓ બતાવશે, તે જોઇને તમે અહીંઆ આવો, મારે જરા ધરમકા કામ છે

સોદાગર વેશમાં વીણાને લઈ લાલીઓ વખારો બતાવા ગયો, ત્યા લોભીલાલે કહયુ ધરમનુ કામ તો એ છે કે, હજી પેલો કઠીઆરો કેમ ન સુદો! જો આવી

પહોચે, તો તો ઠીક, નહીતર વેહેપારનો ભેદ કળાઈ જશે. આ પ્રમાણે વીચાર કરે છે, ત્યા કઠીઆરો આવ્યો.

કઠીઆરાને ઠાલી હાથે ભારો લીધા વિના આવતો જોઈ લોભીલાલ અચબો પામ્યો, અને કહ્યુ, દિકરા ! આજ ભારો કેમ ન લાવ્યો ! કઠીઆરાએ કહ્યુ, શેઠજી ! હવે મારો હીસાબ કરો ને ! લોભીલાલે વાણીઆ વીદ્યા કરી કહ્યુ, હા ! હા ! હા ! મારો દીકરો ગાડોને ગાડોજ રહયો શેઠે હશી કાઢયુ, ત્યા કઠીઆરાએ ફરીથી કહયુ, શેઠ મારો હીસાબ કરોને ! લોભીલાલે કહયુ, ભાઇ ! બાપુ ! શેનો હીસાબ માગે છે, કદી કદી વધારે રોટલો જોઇએ છીએ, તો હમોજ આપીએ છીએ ને ?

કઠીઆરાએ કહ્યુ, શુ બાવના ચદનના લાકડાની કીમત રોટલોને મરચુ ! લોભીલાલે ચીઢાઇને કહ્યુ, ગધેડીના ! બાવના ચદન તારા જનમમા જોયા છે ! જા બાપુ જા ! મારી સાત થીગડાની બડી અપાવુ છુ ( લાલીઓ સોદાગર વેશમા વીણાને વખારે બતાવીને તેડી લાવે છે ) લાલીઆને જોઈ લોભીલાલે કહ્યુ, દીકરા લાલીઆ ! જા આ કઠીઆરાને મારી સાત થીગડાવાળી બડી આપજે ( કઠી-આરા ) જા દીકરા તને બડી આપશે કઠીઆરાએ કહ્યુ, પણ મારો હીસાબ કરો ને ! લોભીલાલે કહ્યુ, જા ભાઈ જા ! ઉપરથી જુના જોડા પણ આપશે

કઠીઆરાએ સોદાગર વેશમા વીણાને કહ્યુ, સોદાગાર

સાહેબ ! આ શેઠ પાસેથી મારો હીસાબ અપાવો ગરીબ કઠીઆરા ઉપર એટલી મેહેરબાની કરો સોદાગરે કહ્યુ, શી બાબતનો હીસાબ ? એમ શેઠને પુછયુ શેઠે કહ્યુ, ગરીબ કઠીઆરો છે, રોજ કાઠીનો ભારો લાવતો છે કીંમતમા રોટલોને મરચું લેતો છે, પછી તેનો શુ હીસાબ રહેતો છે ?

કઠીઆરાએ કહ્યું, પણ શેઠજી ! સોદાગરજી ! શુ બાવના ચંદનના લાકડાની કીમત રોટલો ને મરચુ જ ! સોદાગર વેશમા વીણાએ કઠીઆરાને પુછયુ, કયા બાવના ચંદન ! કઠીઆરાએ કહ્યુ, હા, જુવો આ ! એમ કહી લાકડાનો નમુનાનો કડકો સોદાગરને બતાવ્યો

સોદાગર વેશમાં વીણાએ કહ્યુ, શેઠજી ! ઈસકા હીસાબ ચુકાદો, ગરીબકુ કીસલીયે સતાતે હો ? ગરીબકી હાય લેનેમે કુચ ફાયદા નહી, લોભીલાલે કહ્યું, ગધેડીકા જુઠા હે, કઠીઆરાને કહ્યુ, ગધેડીના ફજેતો કરવા આવ્યો છુ કેમ ! કહી મારી કહાડયો

સોદાગર વેશમા વીણાએ કહ્યુ, શેઠજી ! બાવનચંદનકા ભારા વો નહી લાતા હે, તો તુમેરે વહા બાવનાચંદનકે લકડે કહાંસે આતેહે ? લોભીલાલે કહ્યુ, વાહ સોદાગર સાહેબ ! તમે ખરા ! વેપારનો ભેદ મફતમાં જાણી જવો હશે ખરૂ કે ?

એ પ્રમાણે વાતચીત ચાલે છે ત્યા ચાર વાણીઆ માઝનને લઈ કઠીઆરો આવી પહોચ્યો, માઝનને કઠીઆરાએ કહ્યુ, મહાજન માબાપ ! આ શેઠ પાસેથી મારો હીસાબ અપાવો આ બાવનાચદનના લાકડાનો સાડાત્રણ મણનો ભારો આજ પાચ વરસથી રોજ આ શેઠને ત્યા નાખુ છુ ને આજ હીસાબ કરવા કહ્યુ ત્યા મને મારીને કહાડી મુકયો.

મહાજન પૈકી ધરમચદ નામના વાણીઆએ કહ્યુ. કડમચદ ! કડમચદે કહ્યુ કેમ ધડમચદ ! કરમચદે કહ્યુ મારો બેટો પાચ વરસમા વધી ગયો, તે આ કઠીઆરાથીજ. બારોબાર વેપાર કરે, તે ભેદ કયાથી કળાય (લોભીલાલને) આપી દે ! આપી દે ! ગરીબનો હીસાબ આપી દે !

લોભીલાલે કહ્યુ, આપો તમારા ઘરનુ, તમને કોણે પચાત કરવા તેડાવ્યા હતા, તે દોડયા દોડયા અહી આવ્યા ! અહીઆ બાવનાચંદન જોયા છેજ કોણે ! લોભીલાલે એ પ્રમાણે કહ્યુ, ત્યા લાલીઆએ મહાજનને કહ્યુ, ચાલો હુ બતાવુ મહાજન વખારો જોવા જવાના વીચારે લોભીલાલની વખારો તરફ લાલીઆ સાથે જવા નીકળ્યુ તેમને રોકીને કહ્યું, ખબરદાર ! કોઈ જતા નહી, તમારો પારકી વખારો જોવાનો શો અધિકાર છે ? (લાલીઆને) ગધેડીના કયા છે વખારો !

સોદાગર વેશમા વીણા કે જે આ બધી વાત સાભ-
ળતી હતી, તેણે શોદાગરનો પોશાક દુર કરી ખગ પોશાકમા
ઉભી, અને કહ્યુ શેઠજી ? આ વીણુને ઓળખો છો !
લોભીલાલ અને મહાજન અચબો પામ્યા, અને વીણાને
સવિનય પ્રણામ કર્યા, લોભીલાલે કહ્યું, કોણ વીણા સુંદરી !
વીણાએ કહ્યુ, હા હુ વીણા તને કહુ છુ કે આમનો જે
હીસાબ નીકળે તે આપી દે, મહાજન તમે વ્યાજબી
પચાત કરી કડીઆરાને કઠીયારાનુ લહેણુ અપાવો. એ
મારા શીરછત્ર છે, ને હુ તેમની દાસી છુ એ મારા નાથ
છે ને હુ તેમની સ્ત્રી છુ

લોભીલાલે કહ્યુ, વીણા બા ! જો કે હીસાબમાં તો
કાઈ નીકળતુ નથી, પણ તમો કહો તો સો બસો રૂપીઆ
આપુ, વીણાએ કહ્યું, હરામની પાઈ હમારે હરામ છે.
હીસાબે નીકળતું લેવાનુ જ હમારૂ કામ છે, હકનુ લેવું છે,
હરામનું જોઇતુ નથી માટે કહુ છુ કે હીસાબ આપીદો,
હીસાબની પચાત કરનાર મહાજન તૈયાર છે, ઘરમા
વખારો પણ તૈયાર છે, સાથે નમુનો પણ તૈયાર છે,
રીતસર નહી સમજો તો સીપાઇઓ પણ તૈયાર છે, ને
બેડીઓ પણ તૈયાર છે કહો હવે શી વાર છે ? ઇશ્વર
સાચાનો મદદગાર છે

લોભીલાલે કહ્યું, કાઈ નથી બા ! કાઇ નથી
એમ કહી મહાજનને કહ્યું, જો જો. વાણીઆના ઘરમાંથી

ઓછુ કઢાવજો, મહાજને કહ્યુ, જેમ હમને યોગ્ય લાગશે તેમ પચાત કરીશુ પણ ધર્માદામા પાચ હજાર પ્રથમ આપવા કબુલ કરે, તો પચાત કરીએ

લોભીલાલે કહ્યુ, ધરમાદો શેને! મહાજને કહ્યુ, પચાત કરીએ તેમા હમોને શુ લાભ ! તારી પાસેથી ધરમાદો કરાવીએ એજ લાભ, લોભીલાલે કહ્યુ, ધરમાદામાં તો એક પાઈ પણ આપનાર નથી, મહાજને કહ્યુ, ત્યારે એમ પચાત પણ કરનાર નથી, આ ચાલ્યા, એમ કહી મહાજને જવા માડયુ, તેમને રોકીને કહ્યુ, ભાઇ કબુલ છે, પણ જો જો ? અભાગીઆઓ વાણીઆના ઘરમાથી કઢાવતા ! મારો બેટો ભણ્યો છે તો ભમરડા જેટલુ, ને એકદમ શી રીતે વધી ગયો, તેનો વીચાર કરતો હતો પણ હવે ખબર પડી કાઇ આખુ કોહોળુ તે શાકમા જાય ! કેમ કરમચદ વિચાર કરજો, જોજો લોભીલાલે કહયુ મહાજને કહયુ, એતો હમોને યોગ લાગશે તેવી પંચાત કરીશુ,

એ પ્રમાણે કહી મહાજને વીચાર કરવા માડયો, ધરમચદે કહયુ, કેમ કરમચદ ? કરમચદે કહયુ, કેમનું શું પુછો છો ? આ કઠીઆરાને લઇને તો આ સાહ્યબીવાળો થયો છે માટે તેની, જે મીલકત હોય, તે અરધો અરધ કઠીઆરાને આપે મહાજન સમસ્તે કહ્યુ, તે બરાબર છે. એમ એકમતે થઇ વીણાને કહયું, જુવો વીણા બા !

લોભીલાલની જેટલી પુજી હોય, તેની અડધો અડધ પુજી આ કડીઆગાને આપે, વીણાએ કહ્યુ તે હાલને હાલ અપાવો, હમારે માધવ ગોવીદની જાત્રાએ જવુ છે,

લોભીલાલે કહ્યુ, ગજબ કર્યો ! ધરમચદે કહ્યુ, એતો મહાજનને હૈયે બેઠુ, તેમ કર્યુ, વીણાએ કહ્યુ, કોડીની સાહ્યબીમા આ ગરીબ માણસની મહેનતે સાહ્યબીવાળા થયા, તેને અડધુ આપતા પણ જીવ ચાલતો નથી કે ! ગરીબના ખગ પરસેવાની મહેનતના પૈસા ડુબાવનાર અને ગરીબોનાં ગળા રેહેસનાર તમે ખાતરીઆ ચોર છો. વારૂ ! બોલેલુ પાળશો તેની કબુલાત કોણ આપે છે

વીણાએ કહ્યુ, આનો જમાન કોણ થાય છે ! લોભીલાલે કહ્યુ, શું મારા શાહુકારના એ જમાન કે ! કડીઆરાએ કહ્યું, તમે તમારી શાહુકારી પાણીમા બોળી છે. તમે શાહુકાર નથી, પણ ધોળે દહાડે ખાતર પાડી, સામાને લુટી લેનાર ખાતરીઆ ચોર છો વીશ્વાસે સોપેલા ગરીબોના ગળા રેસનાર ખુનીના એ ખુની છો

લોભીલાલે કહ્યુ, તું પણ બોલ્ય ! ત્હારો પણ વખત છે ! વીણાએ કહ્યુ, તે શુ બોલે છે ? તમે હાથે કરીને જ બોલાવો છો. જેના લીધે તમે સાહ્યબીવાળા થયા, તેમાંની અડધી સાહ્યબી આપતા પણ જીવ ચાલતો નથી, તો તમારા જેવા સામાને ધુતી લેનાર ધુતારા, ઠગારા ને ચોર શા માટે નહી. ચાલો, હીસાબે નીકળતું હમને

એકદમ આપી દો લોભીલાલે કહ્યુ, ચાલો એ પ્રમાણે ક-
હ્યુ ત્યા વીણા એ કહ્યુ

ગાયન.

વીણા— ( મોઢે મીઠુ બોલી બોલી ) એ ગાહ

ભોળા જનોને ભમાવી રાક જનોને સતાવી,
કરો હોઇઆ તમામ
લઇ થાપણો દબાવો લેવા આવે ત્યા સતાવો,
ધિક મહાજનનુ નામ,
ધરે ભરૂસો તમારો તેવાજનને ઠાર મારો,
તમને ધિક્કાર ધિક્કાર—ભોળા
ચોરોના ચોર તમે લુચ્ચા ખુની છો
છે તમને ધિક્કાર—અતિ ફીટકાર,
પાપ માજમ ખાઇ કરો મઝા
શાહુકારીનો આ બતલાવ્યો ઠીક સાર—

એ પ્રમાણે ફીટકાર આપી મહાઝનને સાથે રાખી તેની મીલકતનો હીસાબ ક્હાડી અડધી મીલકત લઇ વીણાએ કહ્યુ, નાથ! હવે ચાલો માધવ ગોવીંદની જાત્રા કરી માત્રુ શ્રાદ્ધ કરવા સિદ્ધપુર જઇએ કઠીઆરાએ કહ્યું, મારા ભાગ્યને ખીલવનાર સુઘડ સુંદરી? તમારી મરજી પ્રમાણે વર્તવા તૈયાર છુ, વીણાએ કહ્યુ, નાથ મારી મરજી શાની! હુ તો આપની તાબેદાર છું, સુંદરી તું તાબેદાર નથી, પણ આ ગરીબ કઠીઆરાના ભાગ્યનો ભં-

ડાર છુ ! કંગાલ કઠીઆરાની કર્મ આધાર છુ ! વીણાએ કહ્યુ, નાથ ! આપની કંગાલીયત દુર થતા આપ સુઘડ સાહ્યબીના ભોગદાર છો, આ દાસીના સરદાર છો, આ ભામીનીના ભરથાર છો, આ સુંદરીના શીરછત્ર પ્રાણાધાર છો.

કઠીઆરાએ કહ્યુ, સુઘડ સુંદરી ! આ કંગાલ કઠીઆરાના દુર્ભાગ્યે છુપાયેલી સાહ્યબીને તમેજ મેળવનાર છો, અને તેના તમેજ ભોગદાર છો દશારૂપી રાત્રીના અંધકારમા બીડાયેલું નશીબ રૂપી કમળ દીનકર રૂપ બની તમેજ ખીલવનાર છો તમો દીનકર રૂપી આપો આપ પધાર્યા ત્યા કમળને ખીલવતા શી વાર !

વીણા સુંદરીને પોતાના ગુણ પતીને મુખે સાંભળવા જેમ ડાહ્યા માણસને પોતાના ગુણ સાભળવા રૂચે નહી તેમ રૂચ્યા નહી, મુર્ખ માણસોજ પોતાના ગુણ પોતાના મોડે ગવાતા સાભળી ખુશી થાય, પણ વીણા સુંદરી ઘણી ડાહી, અને વીચીક્ષણ હતી તેથી તેણે કઠીઆરાને કહેયુ, નાથ ? હવે કુથલી જવાદો, અને સિદ્ધપુર તરફ સીધારો, કઠીઆરાએ કહેયુ, જેવી તમારી ઇચ્છા, ભલે ચાલો,

વીણાએ કહેયુ, નાથ ! હવે તો સાહેબી મળી છે, માટે સાહેયબીને ઘટતો પોશાક ધારણ કરો. વીણાનુ આવુ બોલવુ સાભળી, કઠીઆરાએ પોતાનો કઠીઆરાનો પોશાક દુર કર્યો, અને અમીરી પોશાક ધારણ કરી, વીણા સુંદરી સહ સિદ્ધપુર જવા નીકળી પડયા.

## પ્રકરણ ૩ જું.

---

**દોહરો.**

મોતી વેરો ચોગણા કાગ કદી નહી સાહ્ય;
ખે વીણા દુરથી, દોડી લેવા ધાય



લીને સાથે લઇ તાતોલખા નદીને સામે કાઠે આવી પહોચ્યો, રસ્તે ચાલવાથી વેલી કુવરી થાકી ગઇ હતી, તેથી તે નદીની રેતીમા સુઈ ગઈ, જે રાજકુવરીને મુખમલનુ નરમ બીછાનુ પણ શરીરને ખુચતુ હતુ તે રાજકુવરી નદીની જાડી રેતીમા સુઈ ગઈ, છતા તેને થાકને લીધે રેતીનુ બીછાનુ વ્હાલુ હીમ જેવુ લાગ્યુ, કહેવત છે કે

ભુખ ન જુવે ટાઢો ભાત, ઉંઘ ન જુવે તુટી ખાટ
તરશ ન જુવે ધોબી ઘાટ, ઇસ્ક ન જુવે જાત કજાત.

તે મુજબ રેતીના બીછાનામા પણ થાકના લીધે નીદ્રાદેવીના કબજામા પડી, વેલી નીદ્રાધિન થઈ, ત્યા તાતોલખા જાલમસીંહના મોહોટા ઇનામની આશાના હવાઈ કીલ્લા બાધતો તે પણ તેજ રેતીમા થાકને લીધે આડો થયો, અને હવાઈ તરગો ધરતો ધરતો તે પણ નીદ્રાવશ થયો

થોડી વારે જાલમસીહ ત્યા આવી પહોચ્યો, અને તેમને શોધવા લાગ્યો શોધ કરતા કરતા વેલીને અને તાં-

તોલખાને નીદ્રાવશ જોઈ વીચારમા પડયો, તેણે વીચાર્યું કે. આ ગવઈઆનુ સાલ જબરૂ છે, માટે તેને કોઇ રીતે ઠાર કરવો, જેથી તે સાલ દુર થતા, વેલીને લઈને પસાર થઈ જવાય

એવો વીચાર કરી મ્યાનમાથી તલવાર કાઢી ગવઇયાને મારવા ધસ્યો, પણ પાછો વીચાર કર્યો કે, જો ગવઇયાને તલવારથી મારેલો જોશે, તો કુવરી મારા માટે ખોટો મત બાધશે પણ બીજો કાઇ રસ્તો નીકળે તો મારૂ, કે જેથી સાલનું સાલ જાય, અને કુવરીને તેને માટે મારા ઉપર વ્હેમ પણ ન આવે એવો રસ્તો સોધવામા ગુથાયો

થોડીવાર વીચાર કરી બાજુમા નજર કરતા, મોહોટો પત્થર તેની દ્રષ્ટીએ પડયો પત્થરને જોઇ તેણે વીચાર્યું, કે આ પત્થર તેના માથામા મારૂ, કે ચુકે ચા કર્યા વિના સધામ પહોચી જાય પછી તેની લાસને નદીમા ફેંકી દઇને કુવરીને જાગૃત કરવી, જેથી કુવરીને વ્હેમ રહેશે નહી, કદાપી પુછશે, તો કહી શકે તે તો તને મુકીને ચાલ્યો ગયો હશે, હુ અહીંઆ આવ્યો, ત્યારે તે મારા જોવામા આવ્યો નહી, ને તમોને જોતાજ મે તમોને જાગ્રત કર્યા, એ રસ્તો ઠીક છે

એ પ્રમાણે વિચાર કરી પથરા તરફ ફર્યો, અને તેની પાસે જઇને બે હાથે તે ઉંચકી, અને તાંતોલખાંને મારવા માટે ઉંચો કર્યો, ત્યા પથરા નીચેથી મ્હોટો સર્પ

નીકળી તેના પગે વીટાયો, સર્પ આવી જાલમસીહના પગે
વીટાયો, ત્યા, જાલમસીહના હોશ કોશ ઉડી ગયા, અને
હાથમાનો પથ્થર પડી જતા બચાવની બુમ પાડવા લાગ્યો,

જાલમસીહે બચાવની બુમ પાડી, ત્યા તાતોલખા તથા
વેલી એકદમ જે બાકળા જાગી ઉઠ્યા, અને જાલમસીહની આ
સ્થીતી જોઇ તે બને રસ્તે પડી ગયા જાલમસીહને હવે ખાત્રી
થઇ કે હવે આપણે જીવવાના નથી, જો સર્પે ડંખ કર્યો, તો
તો થઇ રહયુ, આ જાલમસીહ ભાઇના આજે વરસ પુરા
થઇ જવાના જો કોઇ હરીનો લાલ આવીને, બચાવે તો
બચાવ થાય નહી તો પછી રામ શરણુ તે છેજ

એ પ્રમાણે મ્હોતના સપાટાના પડેલો, બચવા માટે
બુમો પાડી રહયો છે, ત્યા કઠીઆરો અને વીણા સુદરી
સિદ્ધપુર જવા નીકળેલા તે ત્યા આવી પહોંચ્યા,

જાલમસીહને સર્પના સપાટામા જોઇ કઠીઆરાએ
એક બદુકના ભડાકે સર્પને ઠાર કર્યો અને જાલમસીહને
મ્હોતના ભયથી મુક્ત કર્યો મ્હોતના ભયથી દુર થતાજ
તે વીણા સુદરી કે જેને તેના પીતા રાયસીહે એક કંગાલ
કઠીઆરાને વગવેલી, તે વીણા સુદરીને એક અમીર જેવા
માણસ સાથે જોઇ તે અજાયબ થયો, જાલમસીહે કહયુ,

કોણ વીણા સુદરી ! વીણાએ કહ્યુ, કોણ જાલમસીહ ?
જાલમસીહે, કહ્યુ, હા વીણાએ કહ્યુ, તમે એકલા અહી કયાથી
જાલમસીહે કહ્યુ, શીકારે નીકળ્યો હતો તે એક હરણ પાછળ

પડતા આટલે બધે દુર નીકળી ગયો, અને આ સર્પના પાસમા સપડાઇ ગયો, રીસાલો બધો પાછળ આવે છે (વીણાને જોઇ જાલમસીહે વિચાર કર્યો, વેલી માટે ફોગટ મહેનત કરી મહેનત તો આને માટે સજા વાર છે, શુ મીઠુ. બોલવુ, શુ, રૂપ ! શી કાન્તી ! ) વારૂ ? તમારી સાથે આ મહાભાગ્ય કોણ છે ?

એ પ્રમાણે કહ્યુ, મારા માથાના મુગટ તેજ કઠીઆરા, કે જેમની સાથે હુ વરી છુ, જાલમસીહે કહ્યુ, વેલીના શા હાલ થયા, તે તમે સાભળ્યા, ? વીણાએ અચબો પામી પુછયુ, શા ? જાલમસીહે કહ્યુ, પોગળ વેરાઇ ગયુ, જોધપુરનો રાજકુવર સાચો નહી પણ બનાવટી નીકળ્યો વીણાએ ઉદાસ થઇ કહ્યુ, મે તેને પ્રથમથીજ કહ્યુ હતુ, પણ તેણે માન્યુ નહી, અને છેવટમા દુખ સાગરમા ડુબી અભણ માતાએ અને અભિમાની પીતાએ તેને અભીમાની બનાવી અને તેજ અભીમાને તેને આ દશાએ લવરાવી, જો તે દીવસે મારૂ કહેલુ તેણે માન્યુ હોત, તો તેની આ દશા ન થાત, પણ તેના નશીબમા એવુ લખાવી લાવી હશે, તે કેમ મીથ્યા થાય

એ પ્રમાણે શોકના ઉદગારો વીણાના મુખમાથી નીકળવા માડયા, ત્યા કઠીઆરાએ કહયુ, સુઘડ ! સુદરી ! તેનો શોક નકામો છે સૌ સૌના નશીબ પ્રમાણે બને જાય છે; તમે સમજુ થઈ શોક શામાટે કરો છો ? મારી મને આશા

નહોતી, કે આ સ્થીનીએ પહોચુ પણ આ સ્થીતીએ પહોચવાનુ લખેલુ, કે તમો ભાગ્યદેવી મળી ગયા, અને આ કંગાલ કઠીઆરાના દળદર ટળી ગયા

વીણાએ કહ્યુ નાથ ! આપનુ કહેવુ સત્ય છે, પુર્વ ભવના સંચિત આ ભવ ભોગવવાના છે, જે જે બને છે તે પુર્વના સચીતનેજ લીધે, જાલમસીહે કહ્યુ, તમો કયા જાઓ છો ? વીણાએ કહ્યુ માધવ ગોવીંદની જાત્રા કરવા સિદ્ધપુર જઇએ છીએ, તમો કયા જાઓ છો ?

જાલમસીહે કહ્યુ, હું પણ સિદ્ધપુરજ આવુ છુ વીણાએ કહ્યુ, તો ચાલો, અમોને તમારો સારો સંગાથ મળ્યો જાલમસીહે કહ્યુ, તમો આગળ ચાલતા થાઓ, હુ પાછળ મારા માણસોની તઇયારી કરી આવી મળુ છુ. વીણાએ કહ્યુ સારૂ, જલદીથી આવી મળજો, એ પ્રમાણે કહી વીણા અને કઠીઆરો ત્યાથી સીદ્ધપુર તરફ વિદાય થયા

તેઓ ગયા, ત્યા જાલમસીહે કહ્યુ, આવી મળુ છુ, બચ્ચા આવી મળુ છુ ! તારા લાયકની તઇઆરી કરીનેજ આવી મળુ છુ માધવ ગોવીંદના દર્શનની મને અભીલાષા નથી, પણ તે સુંદરીને મેળવવાનીજ ઇચ્છા છે. આવી દેવપુતળી જેવી કન્યા તને કંગાલને તે શોભે ! તે તો મારા લાયકની છે પણ સીધી રીતે કાંઈ મળે તેમ છે. એ તો એજ, મારાઓને સમજાવી તેના ઉતારેથી ઉપડાવી દાર કરાવુ, અને એજ વીણાને આ જાલમસીહની મોહોરદાર

બનાવુ, ત્યારેજ મારૂ નામ જાલમસીહ, ચાલ્ય મારાઓની તજવીજ કરી તેમની પાછળ પહોચી જાઉ, એ પ્રમાણે વીચાર કરી કઠીઆરાને તેના ઉતારામાથી ઉપડાવી ઠાર કરાવા માટે મારાઓની તજવીજ કરવા ગયો

## પ્રકરણ ૪ થુ.

### માધવ ગોવિંદની જાત્રા.



વીણા સુદરી અને કઠીઆરો સિદ્ધપુરમા આવી પહોચ્યા, કઠીઆરાની જાલમસીહને બચાવવાની બહાદુરી, શસ્ત્ર વાપરવાની સમજ, તેમજ રાજકીય લક્ષણ જોઇ વીણાને તેનો સદેહ ઉત્પન્ન થયો. પરતુ ગોર આવી પહોચવાથી માત્રુશ્રાદ્ધ કરવા જગ્યા માટે ગોરની પાછળ ગયા

જોધપુરના રાજા જોધાણનાથ, કે જેણે એક વચનને ખાતર પોતાની સગર્ભા રાણીને વનમા મોકલી, તેનીજ ઝુરનામા ઝુર્યા કરતા હતા, તેમનો ઝુરાપો આજ પંદર વરસ થયાં એનોએજ હતો તે દુર કરાવા માટે પ્રધાનજીએ તેમને સીધપુર આવવાની સલાહ આપી સમજાવીને સિદ્ધપુર તેડી લાવ્યા હતા સિદ્ધપુર આવ્યા છતા તેમનો ઝુરાપો તેવોને તેવોજ હતો.

ગોર તેમને એક જગોએ ઉભા રાખી શ્રાદ્ધ કરાવાની તઇયારી માટે ગયો, ત્યા જોધાણનાથ પાછા તેજ ઝુગપામા પડયા, અને શોક કરવા લાગ્યા

ગઇ ! અરેરે મગર્ભા સુદરી ગઈ ! આ અભાગી-આને છોડી ચાલી ગઇ માથે વાઝીઆ મેહોંરુ મુકતી ગઈ, આહા હા ! નીર્ભાગી, પુરો અભાગી, આટલુ આટલુ કરૂછુ, છતા તેને મેળવી શકતો નથી આજે સોળ સોળ વરસ થયા તેની જેવી ને તેવી આકૃતિ આ આખો પાસે ખડી છે મુકી મુકાતી નથી, વીસરી વીસરતી નથી, પ્રત્યક્ષ જેવાતી નથી તેનુ રટણ ઘડી ઘડી, પળે પળે થયા કરે છે. માધવ ગોવિદના દર્શનનુ ભાન નથી, પણ તે સુદરીના દર્શનનુજ ભાન છે ખાતા, પીતા, પહેરતા, ઓઢતા સર્વ વાતે સુદરીના અધરામૃતપાનનીજ ઇચ્છા છે, પહેરવામા તે સુદરીના પ્રેમનીજ કફની પહેરવા ઇચ્છા છે, ઓઢવામા તે મધુરીનુ મધુર ભાશણ આ રૂવે રૂવે છવાઈ રહ્યુ છે, તેની જ ઇચ્છા છે પણ સુદરી કયા ?

પ્રધાનજીએ કહ્યુ, રાજવી ! નાહકનો કલેશ શા માટે કરો છો ! બનવા કાળે બની ગયુ, તેને આજ સોળ સોળ વરસ થઈ ગયા. છતા નથી લગાડતા રાજ કાજ તરફ લક્ષ, નથી લગાડતા સ્રીમા લક્ષ, નથી લગાડતા ખાવામા લક્ષ, કોઇ વાત ઉપર લક્ષ લગાડતાજ નથી, એ તે તમોને શોભે ! તમારો ઝુરાપો દુર કરાવા હુ તમોને માધવગો-વીદને પાસે તેડી લાવ્યો, છતા અહી પણ એનુ એજ !

જોધાણુનાથે કહ્યુ, પ્રધાનજી ! તમારૂ કહેવુ સત્ય છે, પણ તમારૂ કહેવુ મારા ધ્યાનમા તો ઉતરતુ નથી. મારૂ ધ્યાન તો એજ મોઢી ગણીમાજ લાગી રહ્યુ છે, સંસાર બધો સુન્ય દેખુ છુ

જોધાણુનાથ- ગાયન.

( પ્રેમપુરમા તણાય નાવ મારીને ) એ રાહ

દેખુ સુન્ય સંસાર જોઉ ધારીરે, પ્રિયા નામ ધ ઉચ્ચારીરે.
પ્રીયા હશે તુ કયા, શોધી વળ્યો જ્યા ત્યા,
ભુલ્યો ભ્રમર ભટકુ કમળ વીહારીરે-પ્રિયા નામ
જપુ તુજ જાપ શાણી, ધરી તુજ ધ્યાન રાણી,
મળીશ ન શકુ જાણી, કયાથી મળનારીરે-પ્રિયા નામ.
રદય ચીરાય મારૂ, ગતી મતીને વિસારૂ,
કયાથી મળે દર્શન મારૂ, શોઢી પ્રિયા મારીરે-પ્રિયા

રાજાને લઇ પ્રધાનજી શ્રાદ્ધ કરવા માટે ગયા, ત્યાં કઠીઆરો, વીણા સુદરી; અને ગોર આવી પહોચ્યા ગોરે કહ્યુ જજમાન રાજા પેલા સામા તીર ઉપર તમને શ્રાદ્ધ કરાવાનુ છે માટે ચાલો તમે નાહીને તઈઆર થાઓ, તેટલામા હુ શ્રાદ્ધ સામગ્રી લઇને આવુ છુ એ પ્રમાણે કહી ગોર શ્રાદ્ધ સામગ્રી લેવા માટે ગયા

ગોર ગયા ત્યા કઠીઆરાએ કહ્યુ, સુઘડ સુદરી તમે અહીઆજ બેસો, હુ સ્નાન કરવા જાઉ છુ. એમ કહી કઠીયારો સ્નાન કરવા ગયો, અને વીણા સુદરી પતીની આ-

જ્ઞાને મા'ન આપી ત્યાજ રહી, કઠીયારાના ગયા પછી વીણા સુદરી કઠીયારા સબધના વીચારમા પડી

વીણાએ વીચાર્યું, પતીની જાત કઠીયારાની નથી, તે તો ખુલ્લુ છે એકજ ગોળીથી સાપને ઠાર કરી જાલમસી-હને બચાવ્યો તે શુ ઓછી બહાદુરી છે ? તેમના હથી-યાર બાધવાની તેમજ વાપરવાની ચાતુરી તદન રાજસી છે, તેમા તે શક નથી તેમના હાથે બાધેલુ માદળીયુ વાચવાનો વખત આવ્યો છે માદળીયુ વ'ચાતા તે બધો ભેદ ખુલી જવાનો તેતો નિસશય છે

તેમનુ મીઠુ મનહર બોલવુ ! રાજસી ચાલ ! અલૌકિક બુદ્ધિ ! પોશાક પહેરવાની ઢબ ! એ બધી કઠીઆરાની જાતમા કયાથી હોય ! ને હોય પણ શેની ! તે તો બિચારો લાકડા વેચનારને પેટ અવતાર લઈ આવુ શીક્ષણ કયાથી મેળવે !

ભાગ્ય ! ભાગ્ય ! તુ એક અજબજ છે ! તારા આધારે સતોષે રહી છુ, તો તુ એક કલ્પવૃક્ષ સમાન ઉપર આશાના અમૃત ફળ બેસવાની તૈયારી છે મોહોર તો બેશી ચુકયો ! ફળને હવે વાર થથી પતી આવે એટલીજ વાર.

પ્રથમ તો મન મોહનને કહેવાની કે માદળીયુ લાવો, તે વાચવાનો થયો છે દાવો મન મુકી વચાવો અને આ બાળાને સુભાગી બનાવો, સુભાગ્યે ઉત્તમ જાત પતીની

નીકળશે એટલે ભાગ્યનો લ્હાવો પુર્ણ થશે, શકા જશે, અને સમાધાન પણ થશે, પણ વખતે કુજાત નીકળી તો ! તો શું ? હુ કયા જાતને વરી છુ કે તેની ચીના હોય ! ભર બજારમાથી શ્રીફળ ખરીદયુ છે, તેમાથી કોપરૂ ઉમદુ નીકળે કે ખોરૂ ! વેચનારને શુ ! ખરીદનારનુ ભાગ્ય.

વીણા— ગાયન

ભર ચોટેથી શ્રીફળ વ્હોયુ, ખાવા કોપરૂ ખ તેજી,
સારૂ ખોરૂ કર્મે નીકળવુ, ભાખ્યુ શાણા સતે— જેવી૦
જાત ભાતને નથી વરી હું, ભાગ્યે લખ્યા પતી પામીજી
જાત કુજાતી નીકળે ગમે તે, ધાર્યું થશે ગજગામી-જેવી૦
કુજાતી કઠીઆરા જાણી જોઇને છે પતી સ્થાપ્યાજી,
પરભવ પુન્યે મળ્યા સુભાગી ભાગ્યમા પ્રભુએ આપ્યા-જેવી૦
એજ પતી છે એજ પ્રભુ છે, એજ આ સતી શણગારજી,
પ્રભુ ગણીને સેવન કરવુ એજ સતીનો ઉદ્ધાર— જેવી૦

આ પમાણે સતી વીચાર કરે છે, ત્યા કઠીઆરો આવ્યો, અને કહ્યુ, સુદરી ચાલો, શ્રાદ્ધ વીધી સંપુર્ણ થઈ રહી. હવે આપણે ઉતારામા જઇએ, વીણાએ કહેસું; નાથ પધારો, એ પ્રમાણે કહી તેઓને ગોરે આપેલા ઉતારા તરફ ગયાં.



# પ્રકરણ ૫ મુ

## વીણા અને કઠીઆરો ઉતારામા.



ઉતારામા આવી વીણાએ કહ્યુ, નાથ માધવગોવિંદના દર્શન કર્યા ? કઠીયારાએ કયું, હા વીણાએ કહ્યુ, માતૃશ્રાદ્ધ કયુ ? કઠીયારાએ કહ્યુ, હા, વીણાએ કહ્યુ, હવે તો આપના જીવને આનંદ થયોને ? કઠીઆરાએ કહ્યુ, મારી પરમપ્રિયા પ્રાણઆધાર ! તે બધુ તારા પ્રતાપેજ, સુભાગી સુંદરી તારા ભાગ્યેજ આ દશાને પહોચ્યો છુ, અને આવો સાહ્યબી વાળો બન્યો, તે પણ તારા ભાગ્યનોજ પ્રતાપ

વીણાએ કહ્યુ, નાથ ! હુ તો આપની દાશી છુ આપ સુભાગીના પ્રતાપેજ મને સુભાગી બનાવી, કંગાલ કઠીયારણનો પોશાક બદલાવી સાહ્યબીવંત બનાવી, તે આપના સુભાગ્યને લીધેજ, નહીતર હુ તો આપની દાશી છુ.

વીણા—કઠીયારો— ગાયન

( અતુલ શૃંગાર છો ) એ રાહ

વીણા—અરપણ તન મન છે

કઠીયારો—વાહરે વાહરે

પ્રિયા ધન્ય ધન્ય છે

વીણા–વાહરે વાહરે

પરભવ પુન્યે મળ્યા પુન્યશાળી

કઠીયારો–અરપ્યુ આ તમ મન ધન છે

વીણા–વાહરે વાહરે

વન ઉપવન સાથે ફરૂ

નાથ ચરણ ધરી માથ

કઠીયારો–ભાગ્ય ખીલાવ્યું સુદરી

અહી હીણભાગી હાથ

વીણા–જન્મ સાર્થક મારૂ સર્વ તમો છો

કઠીયારો–વેચાણ તમને આ તન છે

વીણા–વાહરે વાહરે–અરપણ

વીણાએ કહયુ, નાથ ! હવે બધી વાત જવા દો, પેલુ માદળીયુ લાવો, અને વ ચાવો, હવે શ્રાદ્ધ કર્યું માટે તે ઉપર છે હમારો દાવો કઠીયારાએ કહયું, સુદરી રહેવાદોને કયા નાશી જવાનુ છે, પણ આ માધવગોવિંદનુ તીર્થ તો અજબ !

વીણાએ કહયુ, અજબ કેમ ન હોય ! પણ હવે મારી વાત નહી ઉડાવો માદળીયુ લાવો. કઠીઆરાએ કહયુ, સુંદરી રહેવા દો. એ વાચવાથી શું સાર છે ? કદાપી મારી જાત સુજાત નીકળી કે કુજાત નીકળી, જો સુજાત નીકળી તો તો ઠીક છે, ને જો કુજાત નીકળશે તો પસ્તાવાનું થશે, માટે રહેવા દીયો.

વીણાએ કહયુ, નાથ ! નાહકની મને બનાવો નહી. તે માદળીયુ વાચવાની ઉત્કંઠા છે તે પરીપુર્ણ કરો તમારી જાત ગમે તે હશે, પણ હુ કયા જાતને વરી છું, કે જેથી પસ્તાવુ પડે ભર બજારે બાંડેલી કળી ખરીદ કરી છે, તે ગમે તો કેતકીની નીકળે કે કરેણાની નીકળે, તેમા વેચનારને શુ પચાત પડી છે, ખરીદનારનુ ભાગ્ય !

કઠીયારાએ કહ્યુ, સુદરી ! નાહક હઠ શા માટે કરો છો ? ઠીક કહુ છુ કે રહેવા દીયો, વીણાએ કહ્યુ, નાથ ! એ બધી વાત કોરે મુકી માદળીયુ લાવો કઠીયારાએ કહ્યું, શુ તમારી માદળીયુ વાચવાનીજ ઇચ્છા છે? વીણાએ કહ્યું, નાથ ! શા માટે અધિરી બનાવો છો ! જલદી વચાવો

કઠીયારાએ કહ્યુ, સુભાગી સુદરી ! પ્રથમ વચન આપો, કે માદળીયામાની ચીઠીની વાત મારી રજા શીવાય તમારે કોઇને કહેવી નહી વીણાએ કહ્યુ લ્યો આ વચન છે એમ કહી તાળી આપી અને કહ્યુ નાથ ! લાવો કઠીયારાએ કહ્યુ, સુદરી મનને સાચવી રાખજો હર્ષ ઘેલા થતા નહી

વીણાએ કહ્યું, નાથ ! શા માટે અધિરી કરો છો ! લાવો, લાવો, એવુ તે એમાં શુ છે કે જેથી આટલુ બધું કહો છો? કઠીયારાએ કહ્યુ, સુઘડ સુંદરી ! હવે પછીના સુખનો આધાર છે ! ભાગ્યનો ભંડાર છે ! વીણાએ કહ્યું, ત્યારે તો જલદી લાવો

કઠીયારાએ કહ્યુ, હુ જ વાચુ છુ વીણાએ કહ્યુ, નાથ! જલદી વાચો વીણાની અધીરાઇ દુર કરવા, કઠીઆરાએ માદળીયુ ફોડી મહી થી ચીઠી કાઢીને વાચવુ શરૂ કર્યું. પ્રથમ વાચ્યુ કે દીકરો મુકી મરે છે. વીણાએ કહ્યુ કોણ? કઠીઆરાએ કહ્યું, આવે છે! રખડતી રજપુતની રાણી વીણાએ કહ્યુ, શુ તમે રાજકુમાર! કયાના! કઠીઆરાએ કહ્યું, સુંદરી! આવે છે! આવે છે! વીણાએ કહ્યુ, કહો કહો નાથ જલદી કહો! નાહકની નહી ટવળાવો, અધિરીને ધીરી કરો. કઠીયારાએ પાછુ વાચવા માડયુ, જોધાણનાથના કુવર અમર કુમારનો જય થાઓ, આશીશ આપે છે સોઢીરાણી, સાથે મહોરવાળી વીંટીની નીશાની

વીણાએ આશ્ચર્ય પામી કહ્યુ, શુ તમે જોધપુરના રાજ કુમાર! કઠીયારાએ કહ્યુ હા, પણ વ્હાલી તમારો તો તાબેદાર વીણાએ કહ્યુ, નાથ! પ્રભુની લીલા અગાધ છે! ઈશ્વર બળવાન નથી, પણ ઈશ્વર ઉપરની આસ્તાજ બળવાન છે. પીતાએ વેલીને જોધપુરના દરબારનો વૈભવ આપવા ચાહ્યો, પણ તે મારા ભાગ્યમા લખાયેલો, તે કેવી રીને મીથ્યા થાય!

વીણા— ગાયન

જીલ્લા—ગત

જય સુખ કર દુખ હર તું!
ભક્તવત્સલ પ્રભુ ટેક નીભાવણ તું—ટેક
રંગ ઢંગ તારા, જગ જગ ન્યારા,

ટેક જે ધારે, આફીને તારે, તેને ઉદ્ધારે,
તુજ તન મન ધનથી જય કર તુ !
રાજવી પ્યારા ! આંખોના તારા ! દઈ રઢીયાળા !
ઉદ્ધારી બાળા

આસ્તા ધારી. તારી પ્યારી—જયસુખકર
કસોટી મારી, કીધી છે ભારી, પાર ઉતારી પાછળથીરે,
રાજવી પામી, દુ ખ સૌ વામી, એ સૌ ભાગ્યના બળથીરે.
હે જગધર ! સુખકર, દુ ખ હર, જય કર, શ્રેય કર,
ગધાકર,

નટવર સત્ય એક ગીરીધર—તુ—જય

વીણાએ કહ્યુ નાથ ! આ દાસીનો સ સાર પ્રભુ પ્રતાપે અને ભાગ્યબળે સુધર્યો, એકવાર આ દાસીને પ્રેમનુ આલીંગન આપીને કૃતાર્થ કરો

વીણા—કઠીયારો— ગાયન

વીણા—આન દ આન દ ઉર અતિશે જોધાણ કુળદીપક નીકળ્યા

કઠીયારો—સ તોશીની આમ શુભ ગતી છે,
સાચી નીષ્ટાએ સુભાગ્ય ફળ્યા.

વીણા—(સારૂ ખોટુ એ ભાગ્ય બળ, એજ ફળ)

કઠીઆરો—નિર્ભાગીથી સુભાગી બનાવ્યો,
સતી શાણી છો સુભાગ્યે મળ્યા,

વીણા—કઠીઆરામાથી નીકળ્યા રાજેશ્વર ભાગ્ય હમારા પુર્ણ ભળ્યાં
ગોખે બેઠે ગોરખ મળીઆ નશીબ નટના એતો ખેલ

કઠીયારો-ખેલ તમારા મન માનુની કઠીયારેથી કીધો છેલ
વીણા—(વ્હાલા રાજકુમાર હુ તો આપની દાસી
દાસી નહી પણ સુખરાસી)
કઠીયારો-પીતુ રાજમા જઇએ પ્રીતે
વીણા—પુર્વના પાપો સર્વે ટળ્યા

કઠીઆરાએ વીણાને પ્રેમનુ આલીંગન આપ્યુ જેમ વિખુટી પડેલી પ્રિયા પતીને ભેટતા જેટલો આનદ પામે, તેથી પણ વિશેશ આનદ આ આલીગનથી વીણાને થયો. તે બીચારીને કઠીયારા સાથે આપી, ત્યારે તેને કયા ખબર હતી કે, આ જોધપુરના કુમાર છે, ફક્ત સતોશેજ આનદ માન્યો હતો તે સતોષ કલ્પતરૂ ફળ્યો, અને મીઠા ફળ ચાખવાનો વારો મળ્યો, તેથી તેવો આનદ કેમ ન થાય!

આલીગનથી છુટા થતા વીણાએ કહ્યુ, નાથ! આપણે જોધપુર કયારે જઇશું? કઠીયારાએ કહ્યુ, હાલ હુ તૈયારી કરવા જાઉ છુ, ને તમો પોઢી જાઓ વીણાએ કહ્યુ, નાથ સતી બેઠે પતીને તે તસ્દી હોતી હશે કે? હુજ તૈયારી કરવા જાઉ છું, અને આપ પોઢી જાઓ

વીણા-કઠીયારો— ગાયન

(પાતળીઆ પરિશ્રમ લ્યો શાને)

કઠીયારો-ઘટે નહી શ્રમ શાણી સુકોમળ
રાખો કાઇ ગમ રાખો ગમને

વીણા—સમ દઉ શ્રમ લેવા પ્રીતમજી માનો મારા મમ માનો સમને
ચીંતા ઘટે નહી, શ્રમ હઠે નહી, તો તો સતી નહી
એ શાસ્ત્ર નીતી—પ્રાણપતી—
કઠીયારો— ઘટે નહી૦
(શુ આવા કોમળ શરીરે તે શ્રમ લેવાય !)
વીણા—(ત્યારે સતી બેઠે પતીને તસ્દીએ દેવાય ?)
કઠીયારો—પતીની ચીતાનો ભાગ નિવારે
સતી સુલક્ષણી ધન્ય તેને ધન્ય છે
સુખમા વિલાસી દુખે બને દાસી
વીણા— પતી શેવા પ્યારી
કઠીયારો—આ . સાચી સતી . ધન્ય મતી . ઘટે નહી૦
(શાણી હુ જ જઉ છુ, તમે શ્રમ રેહેવા દીયો)
વીણા—(સતીના ધર્મની આડે આવવુ હોયતો ભલે તમેજ લીયો)
કઠીયારો—ધર્મ સતીનો શુ જાણે રમીલી !
ધન્ય તને ધન્ય લાખો ધન્ય છે
વીણા—જાણુ નહી લાલા ધર્મ બીજો વ્હાલા જપુ પતી માળા
કઠીયારો—આ .ભાગ્યવતી સાચી સતી.. .ઘટે નહી૦

વીણાએ કહ્યુ, નાથ ! પોઢી જાઓ, હુ હાલ તૈયારી કરી પાછી આવુ છુ, કઠીયારાએ કહ્યુ. ભલે પધારો પતીની આજ્ઞા મળતા સતી તઇયારી કરવા ગઈ અને કઠીયારો પોતે સુઇ ગયો



## પ્રકરણ ૬ ઠું.

લમસીહકે જે વીણા ઉપર મોહીત થયો હતો તેણે નદીત્રટેથી કઠીયારાના હાથે સર્પથી મુકત થતા જુઠું બહાનુ કાઢી તેમનાથી જુદો પડી તે કઠીયાગને મારીનાખી વીણાને લઇ જવાના ઈરાદે મારાઓની તજવીજ કરવા ગયો, અને નજદીકમા ચાર કોહોળી રહેતા હતા, તેમની પાસે ગયો

કોહોળીઓએ કહયુ અલ્યા આહી ચ્યમ આવ્યો છે ? જાલમસીહે કહયું, તમારૂ કામ પડયુ છે, તેથી આવ્યોછુ કોહોળીઓએ કહયુ, અમારૂ શુ કામ પડયુ છે ! જાલમસીહે કહયુ, એક છોકરાને ઉપાડીને જ ગલમા લઈ જવો છે કોહોળીઓએ કહયુ હુ કામ ! જાલમસીહે કહયુ, ઠાર કરવા કોહોળીઓએ કહયુ, તે હમે નહી કરીએ તું કોક પાપીઓ લાગે છે ? જાલમસીહે કહયુ, ઈનામ મળશે ઈનામ ! કોહોળીઓ કહયુ, એણે તારૂ શું બગાડયુ છે, કે તેને મારી ન ખાવવો છે ! જાલમસીહે કહયુ, મારી બાયડીને લઈ નાસી આવ્યો છે, કોહોળીઓએ કહયુ, ત્યારે તો એક ઝટકે ઉડાડી દેવાના. જાલમસીહે કહયુ, ચાલો ત્યારે ? કોહોળીઓએ કહયુ ચાલો હમને બતાવો.

એ પ્રમાણે કહી મારાઓને તેડી કઠીયારો સુતો હતો ત્યા આવ્યો અને પોતાની પાસે બેભાન કરવાની શીશી હતી તે સુઘાડીને કઠીયારાને બેભાન કરી મારાઓ સાથે જગલમા મોકલી દીધો અને વીણાને છળવા માટે કઠીયારાને ત્યાથી મારાઓ સાથે વીદાય કરી તેની જગોએ તેની સાલ ઓઢીને સુઇ ગયો

તે સુઇ ગયો, ત્યા વીણા આવી અને જાલમસીહ કે જે સાલ ઓઢી સુતો હતો, તેને પોતાનો પતી સમજીને પુછ્યુ, નાથ ! હુડીઓ કોઈ પેટીમા મુકવી છે ? આ પ્રશ્નનો જવાબ દુષ્ટ જાલમસીહે આપ્યો નહી તેથી વીણાએ પતીને પુછવા માટે જાગૃત કરવા માટે જાલમસીહે ઓઢેલી સાલ ખેચી

સતીએ સાલ ખેચી, ત્યા જાલમસીહ એકદમ બેઠો થઇ ગયો, અને કહ્યુ, કેમ છે મારી વ્હાલી દીલદાર ! વીણા જાલમસીહને જોઈ અચબો પામી, અને કહ્યુ કોણ દુષ્ટ જાલમસીંહ ! જાલમસીહે કહ્યુ વ્હાલી હુ જાલમસીહ ઠાકોર પોતે, વીણાએ કહ્યુ, મારા પતી કયા ! જાલમસીહે કહ્યું, તેના લાયકની જગ્યામા, મશાણમા, વીણા દુખ દરીયામા ડુબી ગઈ, ને કહ્યુ હાય ! વ્હાલા રાજકુમાર ! એ પ્રમાણે અફસોસ કરવા લાગી

જાલમસીહે કહ્યુ, સુદરી ! અફસોસ શા માટે કરો છો ! એ કગાલ કઠીયારામા શું માલ બળ્યા હતા !

મારી સાથે આવશો તો સુખી થશો સમજ્યા? વીણાએ કહ્યું, હરામી જાલમડા, સુખી સુર્યની આડે આવનાર કાળ મુખા રાહુઆ તને રોમ રોમ કીડા પડશે અને તારી લાસ જંગલમા સડશે અને કાગડા કુતરા ચુથશે સમજ્યો! તારો જીવ બચાવનારને આ બદલો! જાલમસીંહે કહ્યુ એતો જાણ્યુ! ચાલ્ય આગળ થા? વીણાએ બુમ મારી, કોઈ આવો, આવો બચાવો! સતી ઉપર બળાત્કાર થાય છે જાલમસીહે કહ્યુ, અહી આ કીયો તારો બાપ આવનાર છે? વીણાએ ફરીથી બુમ પાડી, કોઇ આવો, આવો, બચાવો! સતીના ધરમનુ ધરખોળ જાય છે

વીણાની બુમ સાભળી જોધાણનાથે છેટેથી કહયુ, હુ જોધાણનાથની હયાતીમા સતીને સતાવનાર એવો એ માથાવાળો કોણ છે!

જોધાણનાથને જોઈ જાલમસીહ ગભરાયો, અને સતીને મુકીને નાશી ગયો, જાલમસીહ નાશી ગયો, ત્યા જોધાણનાથ આવી પહોચ્યા, અને જાલમસીહની પાછળ સીપાઈને દોડાવ્યો કે તે પાપીને પકડીને માંરી પાસે લાવો, જોધાણનાથનો હુકમ થતા સીપાઈ તે હરામી જાલમસીહને પકડવા તેની પાછળ દોડયો.

સીપાઇ જાલમસીહને પકડવા ગયો, ત્યા જોધાણનાથે કહ્યું, સતી સુદરી! તમો મારી સાથે જોધપુર

ચાલો, જોધપુર ગયા બાદ તમારા પતીની તપાસ કરાવીશુ વીણાએ કહ્યુ શું નાથ મળશે ! જોધાણુનાથે કહ્યુ, જો હયાત હશે તો મળશે, પછી તો પ્રભુની ઇચ્છા, હાલતો તમો જોધપુર આવવા તઇયાર થાઓ હુ મારે ઉતારે જાઉછુ, ત્યા તમે આવી પહોચો એ પ્રમાણે કહી જોધાણુનાથ પોતાના ઉતારા તરફ ગયા

વીણા પતી શોકમા ગીરફતાર થઇ, અને કહેવા લાગી, શુ નાથ મળશે ! મળવુ લખ્યુ હશે, તો મળશે, ને નહી મળે તોયે શુ ! પણ

વીણા—　　　　　ગાયન

( સુદર શામળીઆ ) એ ગહ

રાજન રઢીયાળા, કયા જઇ વ્હાલા વશીઆ
આખ્યોના તારા, ભાગ્ય હમારા ખસીઆ
ભાગ્ય બળે સુપની મીલાવ્યા, કઠીયારાના રાજવી કહાવ્યા
નશીબ નીર્ભાગ્યેથી ગુમાવ્યા, વીચાર ભાવીને એ ભાવ્યા
કયાથી મળે રગ ગ્સીઆ—રાજન રઢીયાળા૦
નિભાગે મને ભવરણ રોળી, રાકડીને રાખે ગ્ગદોળી
પ્રાણ વિયોગની સળગાવી હોળી,
દુ ખ સાગરમા દીધી ઝબોળી
દુરભાગ્ય મારા ધસીયા—રાજન રઢીયાળા૦
પાપીએ નીજ પાપ બતાવ્યું, ભવસાગરમા નાવ ડુબાવ્યુ.
કાશીએ કરવત લઉ મનભાવ્યુ,

હીમાળે ગળવુ કર્મમા આવ્યુ
ફુરદેવ ભલે મુજ હેશીયા—સજન

એ પ્રમાણે દેવને દોશ આપતી વીચાર કરવા લાગી, કે જોધાણનાથ માગ સસરાજી છે તેમની સાથે જવામા મને હરકત નથી, પતીની આગ્ના શીવાય માદળીયાની વાત કોઈને ન કહેવાનુ પતીને વચન આપ્યુ છે, માટે તે વાત મારે જણાવાની નથી, માટે હાલ તો તેમની સાથેજ જવામા સાર છે, એ પ્રમાણે વીચાર કરી સતીસુદરી જોધાણનાથના ઉતારે ગઇ, અને તેમની સાથે જોધપુર તરફ સીધાવી

## પ્રવેશ ૬ ઠો



કઠીઆરાને માગઓ જ ગલમા લાવ્યા, અને એક ઠેકાણે વીચાર કરવા લાગ્યા, અલ્યા જેહલા, આતો મરી જવા જેવોજ છે, પેલા રાંડનાએ ઝેર ફુગાડયુ લાગે છે, તેથી આતો પુરો થઇજયો છે, આપણે મારવાનો રહયો નથી જેહલાએ કહયુ, ભાથીડા આ ગમલાનું કહેવુ બરાબર છે પણ આપણે ઘડીવાર બેહો, જો હાલશે તો આ બંદુકડીથી ઠાર કરતા ચેટલી વાર લાગ-

વાની છે ! રામલે કહ્યુ, અરે ઈની ખુનના ભાઇ કરૂ, આ તરવાર તઇયાર છે, હાલ્યો તો તો બે કકડાજ કરી નાખવાનો

એ પ્રમાણે ચારેજણા કહુ બો કાઢવા બેઠા, ત્યા કઠીયારાને ગેનની શીશી સુઘાડી હતી તેનો અમલ ઉતરતા તે લગાર હાલ્યો, ત્યા જેહલાએ કહ્યુ, અલ્યા પેલો હાલ્યો ? રામલે કહ્યુ ફોડય બધુકડી ! બધુક ફોડી તેની ગોળી આડી જવાથી કઠીયારો ઉભો થયો, અને પાસે પડેલી મારાઓની તલવાર લઇ મારાઓની પાછળ ગયો

મારાઓને ઠાર કરી કઠીયારો વિચારમા પડયો, કે હુ કયા ! ગોરનો ઉતારો કયા ! વીણાસુદરી કયા ! આ મારાઓ શા ! બધુકનો બહાર શ્યો ! આ કાઇ સમજાયુ નહી, શુ કોઈ હરામીએ મને ઠાર કરી વીણાસુદરીને લઇ જવાની લાલચે આ કર્તવ્ય તો નહી કર્યુ હોય ! હા હા તેમજ હશે, નહીતર આવી બીના શેની બને !

અહો ! હા ! હા ! સુભાગ્યે મળેલી સતી ગુમ થઈ ! હવે એ રસવેલી કયારે મળશે ! ચાલ્ય હીણભાગી જીવ ગોરને ત્યા જઇ તપાસ કરી પ્રિયાનો પતો મેળવુ

કઠીયારો— ગાયન

ભેટુ કયારે સતી નારી, એ ભાગ્યવતી નારી . . . .ભેટુ.
પ્યારી વિયોગની વીરહ પીડાની વીરહીનેજ પીછાણુ.

એક પ્યારીમા ભમે પ્રાણ,અવર નહી ધ્યાન,રહે ચીત્ત ધારી   ભેદુ.
રાજવી જાણી સતીએ શાણી ધરતીતી કેવા ઉમ ગ
તે ઉમ ગનો થયો ભ ગ, ટળ્યો સૌરંગ, બળે ઉરભારી   ભેદુ.
પ્યારી કેરો પતો મળશે, ત્યારે થશે દીલ સુખ
તે વીણ સૌ લાગે દુ ખ, વદુ શુ સુખ, શકુ ન વીસ્તારી   ભેદુ.
ભાગ્યવતી એ ભામા હશે કયા સુખ કે દુખ મોઝાર
નીચ કૃત્ય આ કોણ કરનાર, મારૂ જઇ ઠાર, કટારેકારી   ભેદુ.

એ પ્રમાણે હાય અફસોસ કરતો વિયોગ દુખે અધિરો બની સતીનો પતો મેળવવાની આશાએ ગોરે આપેલા ઉતારે ગયો ઉતારે જઈને જોતા, સુદરી, અને શેઠને ઘેરથી આણેલી લક્ષ્મી એ બેમાનુ નજરે પડયુ નહી. આ દેખાવ જોતા જેમ કેળ ઉપર વિજળી પડતા જેમ ચીરાઇ જાય, તેમ કઠીયારાનુ હ્રદય ચીરાવા લાગ્યુ,

અફસોમમાને અફસોસમા દુ ખી ઉદગારો તેના હ્રદયને ચીરી મુખદ્વારા બહાર પડવા લાગ્યા. ને ઉદ્ગાર દ્વારા કહ્યુ, હાય ! સતી સુદરી ગઈ, સાથે સ પતી પણ ગઈ સુભાગી સુદરી ગઇ, સાથે ભાગ્યને પણ લેતી ગઈ, સંપત્તીનું દુ ખ નથી, પણ સુભાગી સુદરી કયા ગઈ હશે ! કોણ હરી ગયુ હશે ! પુછુ પણ કોને ! ગોરને પુછવાથી પત્તો મળશે એમ સ ભવે છે, માટે ચાલ્ય ગોરને પુછું, એવો વીચાર કરી વિરહાગ્નીમા રીબાતો રાજકુમાર ગોરની પાસે ગયો

ગોરને મળી પુછ્યુ, મારી પ્રીયાને તમે જોઇ ? ગોરે કહ્યુ, મને તો કાંઇ ખબર નથી કઠીઆરે કહ્યુ, મારો સર સામાન જોયો ! ગોરે કહ્યુ, તેની પણ મને ખબર નથી. ગોર પાસેથી આવો જવાબ મળતા, તેનુ મન સંસાર તરફથી દુર થયુ. અને દૈવને દોશ આપવા લાગ્યો.

તેણે કહ્યુ હે ગોઝગ દૈવ ? તને આવુ કયાથી સૂઝ્યુ ? તારૂ હૃદય કેવુ ? કંગાલ કઠીયારાની હાલતમા રાજકુવરીનો સંબંધ ! ભાગ્યવતી સુંદરીના ભાગ્યે વઇભવ ? એવુ ન આપ્યુ હોત, તો મારે દુખી થવાનો વખત શેનો આવત ? આતો નીર્ધનીઆને સ્વપ્નામા ધનવાન બનાવ્યો, અને સવાર થતા નીદ્રા મુકત થયો ત્યા તેની તેજ દશા ! વઝાને સ્વપ્નામા પુત્ર આપ્યો. હુલાવરાવ્યો કુલાવરાવ્યો, સ્વપ્ન મુકત થતા તેની તેજ દશા ! તેવી રીતે મારે પણ સ્વપ્નવત્તજ થયુ.

સુંદરી ગઈ, સાહ્યબી ગઈ, અભાગીની જીવન દોરી તેવીને તેવીજ રહી, આ સંસાર અટવીમા દશના તડકા છાયા પ્રાણી માત્રને ભોગવાના તે ભોગવવાનાજ, સાહ્યબીને રોતા નથી, એતો જીવતો નર ભદ્રા પામશે, પણ સુભાગી સુંદરી અત્યારે શી સ્થીતીમા હશે ? મારા કરતા તે સતીની દશા વધારે દુખદાર્ક હશે ? ને હોય તેમા નવાઇ પણ શી ? સતીને પતીના વીયોગે કેમ ન થાય ! કોણ દુષ્ટે અમારી આ દશા કરી હશે ? હવે શોધુ પણ કયા ?

એ સુંદરીના વીયોગે સંસાર ખારો ઝેર જેવો થયો છે, હવે સંસારમા સુખ શેનું ? જીંદગીનુ સાચુ સુખ આંખો, તે જતા જીંદગી સુખી શાની ? સ્ત્રી પણ પુરૂષ જીંદગીની આખો છે, આખની કીકી છે, સંસાર અટવીમાં સુખદુખનો ભોમીઓ છે, તે વિણ જીવિત વૃથા છે

કઠીયારો— ગાયન

( આ સ્વપ્ના સમ સંસાર )

છે વૃથા પુરૂષ અવતાર વગર સ્ત્રી શાણી
તે વીણ જીવિત ધિક્કાર મનઓ અરે ધુળધાણી
સ્ત્રી છે સાચુ ભુશણ નરનું
જેથી શોભે આંગણુ ઘરનું
તે વિણ હાયે ! ઘર વૃથા ગણાયે, વાંઢા જીવિત લાચારરે—છે.
નાત જાતમાં નામ દીપાવે
સુખ દુઃખમા રહેની સમ ભાવે
સમ ભાવ ધારે, દુઃખ નિવારે, દુઃખે દીલાસો દેનારરે—છે.

જીવ ? હવે નાહક પસ્તાવો શામાટે કરે છે ! સ્વપ્નુ આવ્યુ, સુખને લાવ્યુ, પણ તે સુખ શેનું ! હવે તેનો પસ્તાવો કરવો ફોગટ છે, હવે આ સંસારથી પણ શું કામ છે ? એ સુંદરી શીવાય આ સંસાર સુખ સૌ હીણભાગીને હરામ છે, આ દુખી સંસારથી કંટાળેલાને દિલાસા રૂપ કાંઈજ નથી, સંસારથી ભાગ્યાનો ભેદ તેતો

સાથો ગેરૂજ છે, સતી જતા મન ભગવુજ થયું છે, સતી વીણા આ તન પણ ભગવુજ થયુ છે તો પછી વસ્રો પચરંગી રાખીને કામ શુ છે

જોગી થઇ જગલે જગલને દેશોદેશ ભમી સતીનો પત્તો મેળવીશ, જો ભાગ્યબળે મળી તો તો સમજીશ કે સુધર્યુ કામ, નહીતર આ સસારને છેવટના રામ રામ, હવે મન તુ એ સતીના નામની માળા લઇ સમર્ય અહ લેક સીતારામ એ પમાણે મનનો નીશ્ચય કરી જોગી થઈ પ્રિયની શોધમા નીકળી ગયો

હવે જાલમસીહ, કે જે વીણાને મુકી નાઠો હતો, તે જગલમા આવી પહોચ્યો, જે ઠેકાણે તે આવ્યો, તે ઠેકાણે ધમો સાધુ બની ઈશ્વિર સાધનામા મશગુલ રહેતો હતો, અને જીદગીનુ સાર્થક કરતો હતો, તે ઠેકાણે આવી જાલમસીહ મન સાથે કહેવા લાગ્યો, સુદરી સપાટામા આવેલી ગઈ, ઈજત ગઈ, આબરૂ ગઇ, ને છેવટે આ દશા થઇ, સુદરીને લીધા સીવાય રાજ્યમા જઈએ, તોપણ નીચુ જોવાનુ થાય ? હવે કેવી રીતે મેળવવી ! જોધપુરના દરબારમાથી ઉપાડવી, એ કાઇ, નાહાનુ સુનુ કામ નથી, ચંપાગઢથી વેલીને ઉઠાવી તેવો ફરેબ કરીએ, તો તો વખતે વીણા સુદરીને વરીએ, જો કોક ધમલા જેવો મળી જાય તો તો કામ સધાય,

ધમલાનું નામ સાંભળી ધમો કે જે સાધનામા બેઠો હતો, તે એકદમ ચમકયો, અને જાલમસીહ પાસે આવીને કહયુ, કોણ લુચ્ચા જાલમસીહ ! જાલમસીહે કહયુ, હા હા જાલમસીહ ? કોણ ધમાભાઇ ! ધમે કહ્યુ લુચ્ચા ! મારી આ દશા કરનાર તુજ છે, હવે કહુ છુ કે મારી વેલી લાવ્ય ? જાલમસીહે કહ્યુ, હુ પણ કહુ છુ કે મારી વેલી લાવ્ય ! ધમે કહ્યુ, ત્યારે વેલી ગઇ કયા ! જાલમસીહે, કહ્યું, મારો બેટો તાંતોલખા ઉપાડી ગયો

ધમે કહ્યુ હાંશ ! હાશ ! હવે ખુશી થયો. જાલમસીહે કહ્યુ મારી આ દશા થઇ, તેથી તુ ખુશી થયો ! ધમે કહ્યુ હા, તારી દશા આવી થઇ, તે તારા કર્મેજ થઈ છે, પણ મારી આવી દશા કરનાર તો તુજ છે

જાલમસીંહે કહ્યુ, હવે એ વાત રહેવા દે, ને જો વેલીને વરવુ હોય, તો ચાલ્ય જોધપુરના દરબારમા ! વીણાને વેલી બે ત્યા છે, વેલી તારી ને વીણા મારી, ધમે કહ્યુ ઠીક છે, મોતીએ ચોકતો પુરો ! પણ જો તારે કામને નામે તરવુ હોય, ને વીણાને વરવુ હોય, તો તુ પણ થા બાવો, મારી કફની તૈયાર છે, ખાસ તારા માટેજ સગ્રહ કરી રાખ્યો છે જાલમસીંહે કહ્યુ એવા કાવાદાવા શીવાય કામ સુધરે તેમ લાગતું નથી, માટે લાવ બાવો તો બાવો ધમે કહ્યું એ પણ ઠીક છે એક લ્હાવો; એમ કહી પોતાની જુની

કફની જાલમસીહને આપી તેને પણ બાવો બનાવ્યો. બાવો બની બને જણા ખુશી થયા

ગાયન

જોઇ લેજો જગમા બાવા

જોઈ લેજો જગત ઠગાઈ છે ભગવા માહી સમાઇ
દેખાવે સિદ્ધ સવાઈ, સ્ત્રી દેખી કહેતા માઈ
જોબનવતી સ્ત્રી વૃંદોમા બાવા જાએ ધાઈ
રાડી રાંડોને રીઝાવે પ્રિતે ભજન કીરતન ગાઈ
અને વળી તાલ બજાઇ વળી સાથ તબુરા સાહી—જોઇ
ભેખ ધરે ભવ તરવા માટે એવા વીરલા કયાઈ
બનીને બાવા રામ ભજન સઉ ગ્હ્યુ રામકી માહી—જોઇ
આજ કાલ બાવા ઘરઘાલે નીગ્ખો ધારી જ્યાહી
લુટારા બની લુટે પ્રેમે ડર ચિતા કાઇ નાહી—જોઇ

એ પ્રમાણે ખુશી થતા સતી સુદરીના સુખ સુર્યમા આડે આવનાર રાહુ આ રૂપબની જોધપુર તરફ ગયા.



# પ્રકરણ ૭ મું.

## જોધાણુનાથ અને વીણા.



જોધપુરમા વીણાને આવે બાર માસ થયા, પણ કઠીયારાનો પતો મળ્યો નહી, સતી સુદરી પતી વિયોગે દુખી હતી. જો કે તેને જોધાણુનાથ તરફથી કોઇ વાતનું દુ:ખ નહોતુ, પણ તેને પતી વિયોગનું દુખ પાકુ હતુ, તેનો ફક્ત દીવસના બારે પહોરને બત્રીસે ઘડી પતી નામના જાપ જપતી. પતી વિયોગે ખાનપાન, વસ્ત્રશણગાર આદી તજી પતીનો ખરો પત્તો મળતા સુધીને માટે સધવાનો વેશ રાખ્યો હતો

એક દિવસે જોધાણુનાથે વીણાને એકાતમા મળવા એક શેવકદ્વારા કહેવરાવ્યુ, એકાત નળવાનુ કહેણ સાભળી વીણા સુદરી અચબો પામી. પરતુ સતી સુદરી હીમતથી ડગી નહી, ને મળવાનુ કબુલ કયુ, અને કહેવા આવનારને કહ્યું કે જાઓ જોધાણુનાથને કહેજો, કે સુખેથી મળે, મને કોઇ વાતની ચીંતા નથી.

સેવકે આવી વીણા સુદરીનો સદેશો કહયો, વીણાનો સદેશો સાંભળી જોધાણુનાથ ખુશી થયા, અને મનસાથે વીચાર કર્યો, કે સતી સુદરી પાસે જઇને મનની વાત કેવી

રીતે કરી શકીશ! પ્રથમતો આ જીભ ઉપડવાની નથી, છતા તેની પાસે જઇને જે થાય તે ખરૂ, એવો વીચાર કરી જોધાણનાથ વીણાના એકાંત વાસ તરફ ગયા

વીણાના એકાત વાસ પાસે આવી પહોચતા છડીદારે નેકી પોકારી, નેકીનો નાદ સાભળી વીણા જોધાણનાથ ચાથે તેમના પ્રશ્નોનો ઉત્તર દેવા સજ થઇ બેઠી, ત્યાં રાજાજી પધાર્યા, જોધાણનાથને વીણા સુદરીએ સવિનય પ્રણામ કર્યા

જોધાણનાથે કહ્યુ, સુઘડસુદરી! આજ બાર બાર મહીના થયા છતા તમારા પતીનો પત્તો મળતો નથી, ને હવે આશા પણ લાગતી નથી કે તમારા પતીનો પત્તો મળે! વીણાએ કહ્યુ, તો રાજાજી આજ્ઞા આપો, કે મારા પતીની પાછળ સતી થઇ સ્વર્ગમા તેમને જઈ મળુ, જોધાણનાથે કહ્યુ, સુદરી! કોઈ પણ નીશાની વગર તે કેવી રીતે બને?

વીણાએ કહ્યુ, તો આજ્ઞા આપો કે પતીની પાછળ જોગણ થઇ દેશોદેશ ફરી મારા પ્રીયતમનો પત્તો મેળવુ, જોધાણનાથે કહ્યુ, છતા પત્તા નહી મળે તો? વીણાએ કહ્યુ, તો શુ! કાશી જઇ કરવત મુકાવીશ, કે હીમાળે જઇ હાડ ગાળીશ, જોધાણનાથે કહ્યુ, સુદરી જરા મારૂ કહેવુ ધ્યાનમા લ્યો! સતીએ કહ્યું, સુખેથી કહો.

જોધાણનાથે કહ્યુ, સતી સુદરી ! તેમ કરવાની જરૂર નથી પતી પાછળ કરવુ ઘટે, તેથી પણ તમે અધિક કર્યું છે, પણ મારે તમને એક વાત કહેવાની છે. વીચાર કરી જવાબ આપજો, કોઇપણ રીતના ઉપદ્રવની ધાસ્તી રાખતા નહી, આ જોધાણનાથ ઠગારો, કે ધુતારો નથી તેની ખાત્રી રાખજો. તમારા મનમા તમે જેવા ને તેવાંજ મુખ્તીઆર છો. સમજજો કે આતો એક તમારો વીચાર જાણનાર છે.

વીણાએ કહ્યું, કહે જાઓને, જોધાણનાથે કહ્યુ, આજથી સોળ વરસ ઉપર મારી સગર્ભાસતી સોઢી રાણીને મેં હીણભાગીએ ગુમાવી, ત્યારથી સસાર બધો ઝેર જેવો થઇ ગયો છે, અને બીજી રાણીઓ ઉપર ચીત્ત ચોટતું નથી, જોજો વીચાર કરી જવાબ વાળજો, બળાત્કાર કે બીજી કોઇપણ રીતની ધાસ્તી રાખશો નહી, વીણાએ કહ્યું, (પતીની વાત મળી, પણ આમની સુબુદ્ધિ છે ટળી) હાં કહે જાઓને !

જોધાણનાથે કહ્યુ, વાઝીઆ મેહેણાને લઇને સગા સબધીઓ તરફથી ફરજ પડવાથી તમોને કહેવુ પડે છે, આજ સુધી તે શોઢી રાણીનો શોક હૃદય મદીરમા જારી હતો, પણ તમને જોયા, ત્યારથી તે શોક કમી થયો છે. વારૂં ! તમને શોઢી રાણીની જગો આપુ તો ?

વીણાએ કહ્યુ, રાજાજી ! તમારૂ અંતર તે વાત કબુલ કરે છે ! તમારૂ મન તમારી રાણીમાં, મારૂ મન મારા પતીમાં, તે વાતનો મેળ તે બને ? પ્રેમના ફુટેલા સીસાને સાંધવાની કોની હેન છે ! પ્રેમના તુટેલા હીરાને જોડવાને કીયુ રેન છે ! પ્રેમની તુટેલી રાળીને પાછી જેવીને તેવી જોડવાને કીયુ મેન છે ?

જોણુનાથે કહ્યું, પાછી હતી તેવીને તેવી નજ જોડાય પણ કામ ચલાવી લેવાય, વીણાએ કહ્યુ, રાજાજી ! શા માટે પરિક્ષા કરો છો ? માછલી જળ વીના જીવનારી નથી તે નથીજ, કોયલ આંબા વીના બેસનાર નથી તે નથીજ સારસ પોાતની જોડી વીના જીવનાર નથી તે નથીજ કાયા પ્રાણ વીના ટકનારી નથી તે નથીજ, શુરાને લાકડાની તલવાર બંધાવીએ, તો તે કેવી શોભે ? સુર્યના પુર્ણ પ્રકાશમાં દીપક પ્રગટાવીએ, તો તે કેવો દીપે ? આંધળાને બનાવટી આંખો બેસાડીએ, તો તે કેવુ દેખે ?

જોધાણુનાથે કહ્યુ, તે તો નજ દેખે ! વીણાએ કહ્યુ, તો મારૂ મન મારા પતીમા, અને તમારૂ મન તમારી રાણીમા તે કેવી કેવી રીતે જોડાય ! પણ હુ સિદ્ધપુરમાં મારા પતી પાસે રાજકઠીયારાની વાત સાભળતી હતી, તે અધુરી રહી ગઈ છે, તે કોઇ પુરી કરનાર નીકળે તો તો બધાએ સારાવાના થાય જોધાણુનાથે કહ્યુ, કહો તે વાતનો અહીંઆ શો સંબધ છે ? વીણાએ કહયુ, બધોએ, ત્રુટેલો

પ્રેમનો હીરો કેવી રીતે જોડવો, તેનુ સઘળુ ધ્યાન તે વાતમા દર્શાવેલુ છે જોધાણનાથે કહ્યુ, તો તો હાલ દેશો દેશમા ઢંઢેરો પીટાવી વાત કહેનારઓને બોલાવુ છુ, તેમાથી કોઈ તમારી વાત પુરી કરનાર નહી નીકળે? વીણાએ કહ્યુ, જો તે વાત પુરી કરનાર નીકળે, તો તો તમારા ને મારા બનેના ભાગ્ય જાગે! જોધાણનાથે કહ્યુ, તો હાલ ઢંઢેરો પીટાવી દેશોદેશના વાત કરનારાઓને બોલાવુ છુ, પણ તમે ત્યા સુધી શુ કરશો! વીણાએ કહ્યુ, પતી વીયોગની ચિંતા જોધાણનાથે કહ્યુ, સતી શામાટે ચીંતા કરો છો! જુવો સાભળો

જોધાણનાથ–વીણા ગાયન

( કોમળ કાયા કાં કરમાવો ) એ રાહ

જોધાણનાથ–સતી સીદને મન ગભરાઓ, ધીર ર્‍હોને ધારી
વીણા–ધીરજ ધારૂ કયાથી રાજા. નથી જીંદગી પ્યારી
પ્રાણ પીયુ અધવચ ગુમાવ્યા,
મળવાના વારા નહી આવ્યા
બનુ હુ જોગણ નારી–
જોધાણ—સતી શીદને મન ગભરાઓ, ધીર ર્‍હોને ધારી
શોક સહુ મનનો નિવારો, વીચારો કહું તે બાળા
વીણા–વિચાર ધારી અશ્રુમારલા પરોવી પહેરૂ માળા
નાથને મળવા દુખ ઉઠાવુ,

બનીને જોગણુ પતો મીલાવુ.

કેમ દઉ વિસારી-

જોધાણ-સતી શીદને મન ગભરાઓ, ધીર રહોને ધારી

જોધાણનાથે કહ્યુ, સુંદરી નાહકની ચિંતા તજી દીયો, અને બીજી બાબતમા મન લગાડો, વીણાએ કહ્યુ રાજાજી ! તે કેમ બને ? પતગીઆનુ ધ્યાન જે દીપક ઉપર લાગેલુ છે, તે ફેરવી શકાય છે ? માછલાનુ ધ્યાન જે પાણી સાથે લાગેલુ છે તે જુદુ થાય તેમ છે ? તેમ સતીનુ ધ્યાન પતી તરફ લાગેલુ હોય, તે કેવી રીતે ફેરવાય ! સતીને કરવાનુ બીજુ હોય જ નહી જુવો સાભળો

વીણા— ગાયન

( આશુ બોલો આશુ બોલો ) એ રાહ

સતી કરે શુ ? સતી કરે શુ ? રે રાજાજી સતી—
જપે જાપ બેઠી સસાર, પતી રામ નામનો ઉચ્ચાર-રાજાજી
બ્રહ્માડ ડાબોળા ભલે, કે કાપો તીક્ષણધાર
આળપ પાળ તજીને સતી, એક પતી રટે નીરધાર
શીર છત્રપતી રત્ન શોભાવી અન્ય કરે શા વિચાર !
ગાય, ઉચ્ચારે, નામ પતીનુ, જેમા સતી ઉદ્ધાર—
ખાન પતીમા ને પાન પતીમા ગાન પતિમા છે સાર
ટેક મુકે નહી જીવ જતા સતી, જાણી સાર સસાર—

વીણાના વીચાર સાભળી જોધાણનાથે તેને ધન્યવાદ

આવ્યો અને વાત કહેનારાઓને તેડાવાનુ કહી રાજા દર-બાર તરફ ગયા, રાજા ગયા, ત્યા વીણાએ વિચાર્યું, સસરાજીતો ગયા, માદળીઆની વાત અક્ષરે અક્ષર સાચી તેમા શક નથી રાજકઠીયારાની વાત કહેનારાઓને બોલાવા માટે સસરાજી ઢઢેરો પીટાવી દેશે દેશના વાત કહેનારાઓને બોલાવશે, પરાક્રમી પ્રીયતમ હયાત હશે તો તો ચેતી જશે ને અહી આવશે, પતી શીવાય તે વાત બીજાથી થાય તેવી નથી, માટે હવે છેલ્લો ઉપાય લીધો છે કદાપી પતી મળી જશે તો મારૂ અને રાજાજીનુ ભાગ્ય ફળી જશે, ને છેવટમા નહીજ મળે, તો સતીને બીજુ શુ કરવાનુ હોય ? કાશી જઈ કરવત લઇશ, કે હીમાલયમા જઇ આ પાપી કાયા ગળી જશે એ પ્રમાણે વિચાર કરી સતી પતી ધ્યાનમા ગુલતાન થઇ

કઠીઆરો બાર મહીના સુધી જોગી વેશમા પ્રીયાની શોધમાં ગામો ગામ, અને જગલે જગલ ફર્યો, છતા પ્રિયાનો પત્તો મળ્યો નહીં તેને થોડીક ખબર હતી, કે તેપોતાના રાજ્યમા જોધપુરમા છે ? છેવટે થઈ સીદ્ધ-પુર તરફ આવવા નીકળ્યો. તેણે વિચાર્યું કે જ્યાથી ગુમ થઇ છે, ત્યાંથીજ પતો મળશે, એવા વીચારે તે સિદ્ધ-પુર પાછો ગોરને ઘેર આવ્યો

ગોરને ઘેર આવીને પુછ્યુ, ગોર મહારાજ ! મારી

પ્રિયાનો પતો કયાંઇ મળ્યો ! ગોરે કહ્યું, તમે કોણ છો ? ને પ્રિયા શેની ! કડીઆગએ કયુ આજથી બાર મહીના ઉપર હમો માતૃ શ્રાદ્ધ કરવા આવ્યા હતા, તે તમોને યાદ છે ? ગોરે કહ્યુ, જોધાણનાથ આવ્યા ત્યારે આવ્યા હતા તે તમેજ કે ! કઠીયારે કહ્યુ, હા ગોરમહારાજ તેજ, ગોરે કહ્યું, ત્યારે તો તમે રાજકુવર જેવા દેખાતા હતા, ને અત્યારે જોગી કેમ થયા છો ? કઠીઆગએ કહ્યુ. કરમની કઠણાઈ એ, પ્રિયાના વિયોગે, કેમ કયાઈ પતો મેળવી આપશો ? ગોરે કહ્યુ, હુ પતો કયાથી મેળવી આપું, પણ જોધાણનાથનો આ ગામમા ઢઢેરો ફર્યો છે, કે ન્હાનુ મોટુ જે કોઈ રાજકઠીયારાની વાત જાણતુ હોય, તેમણે જોધપુર દરબારમા હાજર થવુ, જો રાજકઠીયારાની વાત પરદેશી રાજકુવરીને પસદ પડશે, તો મન ગમતા ઇનામ મળશે માટે જોધપુર જાઓ, વખતે પતો મળે તો ?

પરદેશી કુવરીને, રાજકઠીયારાની વાત, એવા વચન ગોરના મુખથી સાભળી તે અચબો પામ્યો, અને સતીને ધન્યવાદ આપવા લાગ્યો, તેના મનને નિશ્ચય થયો, કે પ્રિયાનો પતો મળ્યો, મારાજ રાજમા છે માદળીઆ માહીની ચીઠીની વાત તેણ કોઇને કરી હોય તેમ લાગતુ નથી, માટે ચાલ્ય સીધો જોધપુર જઈ રાજ કઠીયારાની વાત કહી સતીનો સતાપ દુર કરૂ, અને પીતાને પણ આનદ પમાડુ, એવો વીચાર કરી સીધો જોધપુર આવવા નીકળ્યો.

જોધપુરના ઉપવનમા ધમો અને જાલમસીહ બન્ને જણા ગુરૂ ચેલો બની આજ બાર બાર મહીનાથી વીણાને જોધપુરના દરબારમાથી ઉઠાવાની ઈચ્છાએ અડગા નાખી પડયા છે, છતા તેનના દરબાર ગઢ નજરે જોવાનો પણ દાવ આવ્યો નથી, તેથી દરબાર ગઢમા પ્રવેશ કરવાની પેરવીમા જ મચી રહેલા છે, અને તેને માટે ધમો મોટો સત બન્યો છે, અને જાલીમસીહ ચેલો બન્યો છે, અને ઝુપડી બાધી શેહેરની નજદીકમાજ પડયા છે

કઠીઆરો આ બનાવટી સત ચેલાના ઝુપડા પાસે આવી પહોચ્યો, ત્યા ઢઢેરો પીટનાર ને સન્મુખ થઈને નીકળ્યો, અને ઢઢેરો પીટનારા જે કેઈ ના ગાનુ ગોહોડુ રાજકઠીયારાની વાત જાણતુ હોય તેમહેજ જોધાણનાથના દરબારમા આવી રાજકઠીયારાની વાત કહેવી, તે વાત પરદેશી રાજકુવરીને પસદ પડશે, તો મન ગમતા ઈનામ મળશે

એ પ્રસગે ઢઢેરો સાભળી કઠીઆરાએ કહ્યુ, જાઓ તમારા રાજાજીને કહો કે એક એવી વાત કહેનાર આવ્યો છે ઢઢેરો પીટનારે કહ્યુ, એવી નસીબદાર? તમારા જેવા તો હજારો આવી ગયા, અને ધકા ખઈને ચાલ્યા ગયા

કઠીનારએ કહયુ, મને બરોબર આવડે છે, માટે જાઓ તમારા રાજાજીને જાહેર કરો ઢઢેરો પીટનારે કહ્યુ જાહેર કરવાની કાઈ જરૂર નથી, રાજકઠીયારાની વાત કહેનારને માટે જોધપુરનો રાજદરબાર ખુલ્લો છે કઠીઆરે

કહ્યુ, પરદેશી રાજકુંવરી કોણ છે ! ઢંઢેરો પીટનારે કહ્યું, તેની મને ખબર નથી, જો વાત જાણતા હોય તો ચાલો

ઢંઢેરો પીટનારની ને કઠીઆરાની વાતચીત સાંભળી જાલમસીંહે ધમાને કહ્યુ, સતદાસ ! સાંભળ્યુ ? ધમો કહે શુ ? જાલમસીંહ કહે, શુ શુ ? પેલાઓની વાત ! ધમે કહ્યુ શી ? જાલમસીંહે કહ્યુ, રાજકઠીઆરાની વાર્તા કહેનારને માટે જોધપુરનો દરબાર ખુલ્લો છે ? ધમે કહ્યુ તેનુ શુ છે ! જાલમસીંહે કહ્યુ, આજ બાર બાર મહીના થઈ ગયા, છતા દરબાર ગઢ જોવા પામ્યા નથી, તો આ અવસર ખોવો નહી, ચાલ્ય થા તૈયાર ! તેમના પહેલા પહોંચી જઈએ ને રાજકઠીઆરાની વાત કહીએ- ધમે કહ્યું મને તો આવડતી નથી, જાલમસીંહે કહ્યુ, ચાલ્ય થોડી તુ કહેજે, ને થોડી હુ કહીશ, ભલા એ બહાને આજ દરબારગઢના તો દર્શન થશે ! ધમો કહે ત્યારે ચાલો.

ઢંઢેરો પીટનાર અને કઠીયારો વાતચીત કરતા ત્યાંથી દરબારગઢ તરફ ગયા, તે પહેલા ધમો અને જાલમસીંહ દરબારગઢ પાસે પહોંચી ગયા, અને છડીદાર મારફત રાજ- કઠીઆરાની વાર્તા કહનાર એક સાધુ આવ્યા છે, તેવી ખબર દરબારમા આપી.



# પ્રકરણ ૮ મો

એક આકીને રહી અને વેઠયુ વીયોગ દુ ખ
સમતાથી પતી મેળવી પામી સયોગ સુખ



જોધાણુનાથ દરબાર ભરી બેઠા છે, સતી સુંદરી વીણા પડદામા બેઠેલી છે, ત્યા જોધાણુનાથે કહ્યું, સતી સુંદરી ! ઘણા ઘણા વાર્તાઓ કહેનારાઓ આવી ગયા છતા એકેની વાત તમારી વાતને મળતી આવતી નથી, વીણાએ કહ્યુ, તો રાજાજી મને મારા પતીની શોધમા જવાની આજ્ઞા આપો, જોગણ વેશે દેશોદેશ ફરી પરાક્રમી પ્રિય તમનો પનો મેળવીશ એ પ્રમાણે સતી વાત કરે છે, ત્યા છડીદારે આવીને કહ્યુ કૃપાનાથ ! કોઇ બે જોગી વાત કહેનારા આવ્યા છે, જોધાણુનાથે કહ્યુ, તેમને સુખેથી પ્રવેશ કરાવો હુકમ મળતા છડીદારે ધમલાને અને જાલમસીહને દરબારમા દાખલ કર્યા.

જોધપુરનો દરબાર જોઇ ધમો અને જાલમસીહ દીંગ થઈ ગયા. દરબારગઢની શોભા દરબારીનો દોર દમામ ! અને જોધાણુનાથની રાજસી છટા ! તે જોઈને અચંબો પામે, એ કાંઇ નવાઈ જેવુ નહોતું

દરબારગઢમાં પ્રવેશ કરી વાર્તા કહેનાર માટે ગોઠવેલા આસન ઉપર બન્ને જણા બીરાજમાન થયા અને વાત કહેવા માટે અંદરોઅંદર હોંકાતુશ કરવા લાગ્યા, ધમો જાલમસીંહને કહે કે તું કહે, ને જાલમસીંહ ધમાને કહે કે તું કહે, એ પ્રમાણે અંદર અંદર ગુસપુસ કરવા લાગ્યા, છેવટે જાલમસીંહે વાત ઉપાડી

જાલમસીંહે કહ્યુ એક હતો કઠીઆરો, ત્યાં ધમાએ કહ્યું, તેના બાપ હતા રાજા આ શબ્દો સાંભળી વીણાએ પડદામાંથી કહ્યું, નહિ. વીણાનો [illegible] શબ્દ સાંભળી છડીદારે તમને આસન ઉપરથી ઉઠાડી મુકયા તેમને ઉઠાડી મુકયા, ત્યાં ઢંઢેરો પીટનાર દરબારગઢમાં આવ્યો, અને એક જોગી વાર્તા કહેનાર આવ્યા છે, તેની ખબર આપી.

જોધપુરનાથે કહ્યું, સુખેથી આવે વાર્તા કહેનાર માટે જોધપુરનો દરબાર ખુલ્લો છે [illegible] આજ્ઞા થતા કઠીયારો જોગી વેશમાં દરબાર ગઢના [illegible], અને વાર્તા કહેનાર માટે જે આસન ગોઠવ્યું હતું, તેના ઉપર આસીન બેઠા

વાત કહેવા આવનાર જોગીનું મુખે ઠીક તેજ, અને ભવ્ય કપાળ જોઈ જોધપુરનાથે કહ્યુ, જોગીરાજ! શુ તમને રાજકઠીયારાની વાત આવડે છે? જોગીરૂપમાં કઠીઆરાએ કહ્યું, હા, પણ પ્રથમ મારી એક શરત કરવી પડશે ત્યાર બાદ વાત શરૂ થશે, જોધપુરનાથે કહ્યું, શી? કઠીયારાએ

કહ્યું, મારી વાતમાં કોઇથી વચમા બોલાશે નહી, ને જો વચમા કોઇ બોલશે તો વાત અધુરી મુકાશે, કેમ કબુલ ? દરબાર સમસ્તે કહ્યુ, હા કબુલ.

દરબાર સમસ્તની કબુલાત લઈ જોગી રૂપમાં કઠીઆરાએ કહ્યુ. હે સકળ રાજનમા શીરોમણી રાજા જેષાણુનાથ ! હે ! સતી સુંદરી ! હે સકળ દરબારીઓ ! વાત શરૂ થાય છે. એમ કહી વાત ઉપાડી

રાજકઠીયારાની વાત.

ભરતખંડમા સુદીર ગામ, ક્ષત્રીઓનુ મોટુ ધામ;
જજજા નામે પુરનો ધણી, સનામે રાણી પદમણી.

આ વાત સાભળી જેષાણુનાથ અચંબો પામ્યા, અને વચ્ચે નહી બોલવાની આપે બીલકુલ વાત વીસરી ગયા, અને કહ્યુ, જ એટલે જેષાણુનાથ ! અને સ એકલે સોઢી રાણી તો નહી ! જેષાણુનાથ આ વચનો બોલ્યા, ત્યા કઠીઆરાએ કહ્યું, વચમાં બોલ્યા તેથી વાત રહી એમ કહી આસન ઉપરથી ઉઠીને ઉભો થઈ ગયો, અને જવા માંડયુ.

કઠીયારે જવા માડયુ, ત્યા પ્રધાનજીએ ઉભા થઈ જોગીરૂપમા કઠીયારાને સમજાવ્યો અને કહ્યુ, એટલી ભુલની ક્ષમા કરો, અને વાત આગળ ચાલુ કરો, પ્રધાનજીની આજીજીથી કઠીયારો આસન ઉપર બીરાજમાન થયો, અને પાછી વાત શરૂ કરી.

( રાજકઠીયારાની વાર્તા ચાલુ )

એક દિવસ નિશાએ રાય, પાસે રાણી ચાપે પાય,
રાત દિવસનો પડયો વિવાદ, હોડ કરી કીધો સવાદ,
ચઢા ઉતરી બેને થાય, રાજા હઠમા આવી જાય,
હાજી આએ હાજીહા કરી, કાળી રાત બપોરે ઠરી,
ગર્ભવતી ગુણવતી નાર, મુકી રાત્રે વન મોઝાર,
રોતી પીટતી રાણી ગઇ, વનમા પ્રસુત પીડા થઈ.

રાણીને પ્રસુત પીડા થઇ તે વાત સાભળી જોધાણ-નાથની અધીરાઈ વધી, અને પાછી વચે નહી બોલવાની આપેલી કબુલાત વીસરી ગયા ને કહ્યુ, જોગીરાજ ! રાણીને અવતર્યુ શુ !

રાજાજી વચમા બોલ્યા, તેથી કઠીઆરાએ કહ્યુ, પાછા વચમા બોલ્યા, તેથી વાત રહી, એમ કહી આસન ઉપરથી ઉભો થઈ ગયો, તે ઉભો થયો, ત્યા પ્રધાનજીએ તેની પાસે આવી કાલાવાલા કરી સમજાવ્યો, અને પાછો આસન ઉપર બેસાડયો. જોગીરૂપમા કઠીયારે આસન ઉપર બીરાજમાન થઇ પાછી વાત શરૂ કરી

( રાજકઠીઆરાની વાર્તા ચાલુ)

જાયો કુવર કન્હઇઓ કાન્હ, જાણે બીજો ભુપ નિધાન,
પણ પતીવીણ સતીનુ મન કચવાય, જુવે પુત્રને રોવાઈ જાય;
રાણી શોક અધિક મન ધરે, દીકરો લઈ દક્ષીણ પરવરે.

સુખ દુઃખના આવ્યા દિન, સતીનું શરીર થાતું ક્ષીણ;
પુત્ર ઉગારી માતા મરે, સદ્ધિ સ્વર્ગ વિષે સંચરે.

જેધાણનાથે રાણીનુ મૃત્યુ સાભળી, એક જબરી હાય મારી; હાય ! શોઢી રાણી !

(રાજકઠીયારાની વાર્તા ચાલુ)

મરતા માદળીયુ દિધ હાથ, માતાએ આશીશ સંગાથ;
કુંવર પછી કઠીયારો ઠર્યો, પીતા ક્રોધથી કુંવરી વર્યો,
સતીએ દળદર કાઢ્યુ દુર, ત્યાથી આવ્યા શ્રી સિદ્ધપુર.

જેધાણનાથે કહ્યું, હે ! પરણીને સિદ્ધપુર સુધી આવ્યા ! કઠીયારે કહ્યુ, પાછા વચમા બોલ્યા ? જેધાણનાથે કહ્યુ, હવે આગળ ચલાવો; ત્યાં કઠીયારે વાર્તા આગળ ચલાવી.

(રાજકઠીયારાની વાર્તા ચાલુ)

કપટે કંથ વગડે ઉપડે, સતી સસરાને પાલવડે;

જેધાણનાથ અચંબો પામ્યા, અને કહ્યુ કોણ મારા દીકરાની વહુ ! ત્યા વીણાસુંદરીને પતીનો શોક જવાથી એકદમ પડદામાથી બહાર આવી, અને કહ્યુ જોગીરાજ !

(રાજકઠીયારાની વાર્તા ચાલુ)

વીણા—કહો જોગી પતી કયા જઇ રહ્યા ?
કઠીયારો—જંગલમા જોગી થઇ ગયા.
વીણા—કહો જોગી સસરાનું શું થયુ ?

કઠીયારો—પુત્રવધુપર ચિત્તજ ગયુ.

દરબાર સમસ્તે અતિ આશ્ચર્યવત થઈ કહ્યુ, હે! જોધાણનાથે કહ્યુ, હાય રે ગોઝારા જોધાણનાથ! દીકરાની વહુ ઉપર નજર કરી! તને લાખો ફીટકાર છે, એમ કહી પોતે પસ્તાવો કરવા લાગ્યો, અને જોગી રૂપમા કઠીયારાને કહ્યુ, કહો જોગીરાજ!

(રાજકઠીયારાની વાર્તા ચાલુ)

જોધાણનાથ—કુવર તાતથી કેમ પમાય!

વીણા—સતીને પતીનો સમાગમ કયા થાય!

કઠીયારો—ઉત્તર સાંમી આખ્યો કરો,

દક્ષીણ સામી પીઠજ ધરો

જોધાણનાથે કહ્યુ, આ કર્યા! આ કર્યા! પણ કુંવર કયા? વીણાએ કહ્યુ, આ કર્યા! આ કર્યા! પણ પતી કયા! કઠીયારાએ કહ્યું, કરો, પછી બતાવુ છુ. એમ કહી ઉપરનો જોગીનો પોશાક દુર કરી અદરના રાજવી પોશાકમા સજ્જ થઇને કહ્યુ.

(રાજકઠીયારાની વાર્તા ચાલુ)

જયો પીતા શ્રી જોધાણનાથ!

લે સતી આ તુજ પતીનો હાથ

(રાજકઠીયારાની વાર્તા સપુર્ણ)

જોધાણનાથ કુવરને ભેટયા અને સતીએ પતીને

'દન કર્યું; જોધાણનાથે પોતાના કુમારને પોતાની ગાદી
પર બેસાડયો, અને મનમા રાણીના મરણના શોક સાથે
ન જેવા કુમારને જોઇ હર્ષ પામ્યા આખો દરબાર
ાનદીત થયો, અને દરબારીઓએ રાજાને અને કુમારને
ાશીશના વચનોથી વધાવ્યા

રબારીઓ— ગાયન

( વાહ દીવસ વાહ સમય ) એ રાહ

ન્ય ઘડી ધન્ય દીવસ, ધન્ય સમય જય જય જય જય
ભુની મેહેર, આનદ લેહેર, કુવર મળીયા આહાહાહાહા
ટાડયા નાથ, કુંવર સાથ, આનદ આજ આજ
તી સંગાથ, ભેટાડયા નાથ, રાખી પ્રભુ લાજ લાજ–ધન્ય
'મથી, નેમથી, પ્રેમથી, રેહેમથી,
ળીયા રાજકુમાર ને શાણી સતી ધન્ય ધન્ય—

દરબારમા આનંદ શીવાય બીજુ નામ નહોતું,
ાનદ કેમ ન થાય ! અણચિતવી લક્ષ્મી મળતા કોને
ાનદ ન થાય ! અણચિતવ્યો લાભ મળતાં કોને આનંદ
થાય ! અણચિંતવ્યુ વ્હાલામા વ્હાલુ હોય તે મનુષ્ય
ળતા કોને આનંદ ન ઉભરાય ! તેમજ અણચિતવ્યુ
ળીયા મેહેણું ટળ્યુ ને રત્ન જેવો કુવર મળ્યો તેથી
ાધાણનાથને આનંદ થાય, તે કાંઇ વિશેષ નવાઈની
ત ન કેહેવાય

આ પ્રમાણે સર્વ દરબારમા આનદ ફેલાઇ રહ્યો છે, ત્યાં ધમાએ કહયુ, જાલમસીહ ! આતો નદીનુ પાણી મહાસાગરને મળી ગયુ, અને આપણે રહયા રખડતા ! જાલમસીંહે કહયુ દોસ્ત ! ગભરાય છે શા માટે ? જ્યારે જોધપુરના દરબારમાથી ઉપાડીએ ત્યારે તુ બુઢ્ઢા સતદાસ અને આ ચેલો રામદાસ એ ખરા ધમે કહયુ, કેવી રીતે ? જાલમસીહે કહયુ, કેવી રીતે શું ! યુક્તિથી, ધમે કહ્યું, ઠીક છે ? હાલ મોતીએ ચોક તો પુરો

એ પ્રમાણે માહોમાહી વાત કરતા પોતાના મુકામ તરફ જવા નીકળ્યા, રસ્તામા એક યુક્તિ શોધી કાઢી, અને તેથી સાફલ્યતા મળવાની તેમની ખાત્રી થઇ એ પ્રમાણે વિચારના તરગમા ને તરેગમા પોતાના મુકામે પહોચ્યા

જોધાણનાથે આજની ખુશાલીમા દરબારગઢમા વારાગનાઓને નાચ કરવા માટે બોલાવી વારાગનાઓએ દરબારગઢમા આવી નાચ કર્યો

વારાગનાઓ— નાચ

સખી રૂમઝુમ કરતી આવો નાચો તીરકીટ તીરકીટ ધા.
તકધા . . .તકધા . ... .. તકધા.. ......
દીયો તાલ તનનનનન તેરેના—સખી૦
તેરે તેરે તનનનન દીમ દીમ દીમ તના

ધા ..ધા . ધા તીના તા તીના ના ધીન્ના ન ધીન્ના
કડાન કડાન ધા—છીમ છુમ છુમ છક છક છા
લ્યા તાન આ . . .. . .તોડો કાઢો
રંગમા .. .. કડાનધા .. . ..... .કટાનધા
સખી રૂમ ઝુમ કરતી—

વારાંગનાઓનો નાચ થઇ રહ્યો, ત્યાં જોધાણનાથે વારાંગનાઓને સારો શીરપાવ આપી વિદાય કરી, અને પોતે કુંવર અમરસીંહ અને સતી સુંદરી વીણાને લઇ રાજમહેલ તરફ જવા ઉઠયા, અને કચેરી બરખાસ્ત કરી.



## પ્રકરણ ૯ મું.

ધર્મને બ્હાને ધુતતા ભેખ ધારી સતદાસ
પાછળ પસ્તાવુ પડે જુવો દાખલો ખાસ.



ધમો અને જાલમસીંહ પોતાને ઉતારે ગયા, અને વીચાર કર્યો કે, વીણાને ઝાઝો વખત જોધપુરના દરબારમા નહી રાખતા સત્વર ઉઠાવવી, એવો વીચાર કરી પોતે શેવકોદ્વારા ગામમા બુમ ઉડાવવી કે સત મહાત્મા ! સમાધિસ્ત થયા છે, માટે સર્વે જણે મહાત્માના દર્શને પધારવુ એ પ્રમાણે ગામમા સાદ પડાવી ધમો મોટો સિદ્ધ બની સમાધીમા બેઠો, અને જાલમસીંહ ચેલો બની મહાત્માની સેવામા ગુથાણો

સાદ પાડનારે ગામમા સાદ પાડયો કે, ગામની ભાગોળે એક મહંત મહાત્મા પુરૂષ પધાર્યા છે, તેઓ સમાધી લેવાના છે. તેથી ગામનુ નાહાનુ મોહોટું સર્વે મહાત્માના દર્શન કરવા પધારજો એ પ્રમાણે સાદ પાડતો પાડતો સાદ પાડવાવાળો દરબાર ગઢ નજદીક આવી પહોચ્યો, ને ઉપર મુજબ સાદ પાડયો

રાજા જોધાણનાથ અમર કુમાર સહ દરબાર ગઢમાં આવીને બીરાજ્યા હતા, ત્યા સાદ પાડનારે સાદ પાડયો તે સાભળી સીપાઇને કહ્યુ કે, બહાર શેનો સાદ પડે છે, તે તું તપાસ કરી લાવ્ય. સીપાઇને આજ્ઞા મળતા સીપાઈ બહાર આવ્યો અને સાદ પાડનારને બોલાવી તેની હકીકતથી વાકેફ થઈ દરબારમા આવ્યો, અને કહ્યુ કૃપાનાથ! એતો ગામની ભાગોળે એક સત મહાત્મા સમાધિસ્થ થયેલા છે, તેમના દર્શન કરવા જવાનો સાદ પાડે છે.

સત મહાત્મા! તે વળી સમાધિસ્થ થયેલા જાણી જોધાણનાથનુ મન તેમના દર્શન માટે દોડયુ અને કુવરને કહ્યુ અમર કુમાર! ચાલો આપણે તે સત મહાત્માના દર્શન કરવા જઇએ, અમર કુમારે કહ્યુ, જેવો પીતાજીનો હુકમ એ પ્રમાણે કહી દરબારીઓ સહ સત મહાત્માના દર્શન કરવા જોધાણનાથ અમર કુમાર સાથે સત મહાત્માના મુકામ તરફ ગયા.

લોકોના ટોળેટોળા મહાત્માના દર્શનને કરવા આવવા લાગ્યા, અને દર્શન કરી સૌ સૌને મુકામે જતુ. એ પ્રમાણે જોધાણનાથ પણ મહાત્મા સમીપ આવ્યા, અને મહાત્માના આડંબરમા અન્જાઈ ગયા, જોધાણનાથે બનાવટી ચેલાને પુછયુ, મહાત્મા સમાધિ મુક્ત કયારે થશે?

ચેલાએ કહ્યું, મહારાજ! હમારા ગુરૂ બડા ચમત્કારી હે, મહીને મહીનેકી, છે છે મહીનેકી, ઓર કોઇ દફે બારા બારા મહીનેકી સમાધિ લેતે હે, ઓર જબ સમાધિ લેતે હે, વો સમાધીસે મુક્ત હોવે વ્હા તક કુચ ખાતા પીતા નાંહી હે ઓર અગમનિગમ જાનને વાલે બડા સિદ્ધ પુરૂષ હય.

જોધાણનાથે કહ્યુ, વો સમાધી કાહા તક રહેગી! ચેલાએ કહ્યુ, આજ જો સમાધી લીઇ હે, વો તો ફક્ત તીન દીનકી સમાધી લીઇ હય, જોધાણનાથે કહ્યુ, મહાત્મા સાથે કાંઈ વાતચીત કરવાનુ બનશે કે નહી! ચેલાએ કહ્યુ, ખુશીસે બનેગા, પણ સમાધી મુક્ત હુવા બાદ બનેગા, જોધાણનાથે કહ્યુ, ત્યારે સમાધી મુક્ત થયેથી હુ મહાત્માના દર્શન કરવા આવીશ, અને કેટલીક વાતચીત કરવાની મનાવાંછના પુર્ણ કરીશ. એ પ્રમાણે કહી મહાત્માના દર્શન કરી પાછા દરબાર તરફ સીધાવ્યા

સમાધિસ્ત મહાત્માના ભાવિક ભક્તો ત્યા બેઠા અને મહારાજ પાસે અડીગા લગાવ્યા બનાવટી ચેલારૂપ બાલ-મમીહે વીચાર્યું, આ લોકો અહી બેસશે તો આપણો દાવ ફાવશે નહી, તેથી અડીગા લગાવીને બેસનારાઓને કહ્યુ, ભાઇઓ! ઇધર બેઠનેકા નહી હે, કભી મહારાજ ધ્યાન ચુગ હો જાયગા તો શ્રાપ દેગા, વાસ્તે દર્શનકર કરકે ચલે જાના જબ પરસુકે રોજ સમાધિ મુક્ત હોવે તબ આના, હમારા મહાત્મા રોગીકારોગ મીટા દેહે,

દુઃખીકા દુઃખ કાટતે હે, અપુત્રવાનકુ પુત્ર દેતાહે, ઓર મહા-ત્માકી આશીશસે સબકુચ્છ અચ્છા હોતાહે.

આપની વાતથી અડગો નાખી બેસનારાઓએ વિચાર્યું કે ચેલાજીનુ કહેવુ સત્ય છે; આપણી ગડબડથી ધ્યાન ભંગ થવા સંભવ છે, અને કદાપી શ્રાપ દે, તો આપણું બુરૂથાય, એવો વિચાર કરી સૌ મહાત્માના દર્શન કરી પોતાને મુકામે ગયા.

સર્વના ગયા બાદ મહાત્માને ચેલો એકલા પડયા, ત્યા ચેલાએ કહ્યુ, કેમ સતદાસજી ! આપની સિદ્ધાઇની વાત ગામમા પ્રસરી, અને જેષાણનાથે પરમ દીવસે અત્રે આવવાનો વાયદો આપ્યો છે, જોજે આપણો વેશ કળાઈ જાય નહી !

સતરૂપમા ધમાએ કહ્યું, તો તે ઠીક, પણ વીણાને ઉપાડવાનો કાંઇ રસ્તો શોધ્યો ! ચેલારૂપમા જાલમસીંહે કહ્યુ, યાર ! ગભરાય છે શાને ? વીણા દેશને ખાનારી ડાકણ છે તેમ જેષાણનાથને ઠસાવવુ, એટલે બેડોપાર, ધમે કહયુ, શી રીતે! જાલમસીંહે કહયુ શી રીતે શું ! પરમ દીવસ તારે પુરો વેશ ભજવવો, તે એજ કે (હાય જેષાણ ! હાય અજાણ ) એટલાજ શબ્દો બોલવા, એટલે જેષાણનાથ તને વાત પુછશે, ત્યાં બેચાર વાર પુછે ત્યારે કહેવું કે દેશને ખાનાર ડાકીની કંન્યા તેના બાપે દેશમાંથી

દુર કરી, તે તારે ત્યા આવી છે. આજસુધી તેની અવધ હતી હવે અવધ પુરી થઇ છે, રઇયતને ખાશે, રાજાને ખાશે. ને દેશની પાયમાલી થશે. હમ સંતકુ કયા મગર પરોપકારકે લીયે કહેતેહે, એટલા શબ્દો બોલજે પછી હુ મારી મેળે તેનો ઘાટ ઉતારીશ, ખમે કહ્યુ, પણ કાંઈ સાબીતી તો જોઈશે ! જાલમસીહે કહ્યું, તેની પેરવી કરૂ છુ પણ પરમ દીવશે મે કહ્યા તેજ શબ્દો બોલજે, હુ સાબીતીની પેરવીમા છુ તે મેળવી તને વાકેફ કરીશ, એ પ્રમાણે કહી જાલમસીહ સાબીતી મેળવવાના વીચારમા સુથારુ!

ત્રીજે દીવસ સવારના પહોરમા એટ ખવાસ પોતાની સ્ત્રી સહ સંત મહાત્મા પાસે આવ્યો, અને કહયુ, મહાત્મા હજી સમાધી મુકત થયા નથી ! ચેલાએ કહ્યુ. તુમકો કયા કામ હય ! ખવાસે કહયુ મહારાજ ? મારી બાયડીને ભુત વળગ્યું છે, તેથી ઘણી હેરાન થાય છે અને ખાતી નથી (ચેલે વિચાર્યું આ જોડ ઠીક હાથમાં આવ્યુ) ચેલે કહ્યુ વો કયા કામ કરતીહે ! ખવાસે કહ્યુ, મહારાજ જનાનામા નોકર છે, (જનાનાની નોકર સાંભળી જાલમસીંહ વધારે ખુશી થયો અને કહ્યુ) તુમ તુમારી ઓરતકુ ઇધર રખ જાઓ હમેરા મહાત્મા સમાધિ મુકત હોગા તેજ વખતે આખ ઉઘાડી તુમેરી ઓરતકી તર્ફ નજર કરેગા, કે ભુત

ભુત ભભ લગ જાઇ ગે ખવાસે કહ્યુ બહુ સારૂ બાપજી! એમ કહી પોતાની સ્ત્રીને ત્યા મુકી પોતે પોતાની નોકરી ઉપર ગયો

ખવાસ ગયો, ત્યા ખવાસની બૈરીએ ધુણવાનો ઢોગ કર્યો, ખવાસની સ્ત્રીને ધુણતી જોઇ જાલમસીહે ચીપીયો લાલચોળ તપાવીને કહ્યુ, હવે ઢોગ જવા દે, તેરા મે ગુરૂ કૃપાસે સમજ ગયા એસા બીના હક કા ઢોગ કરનેકા સબબ તેરા ધનીકુ કાબુમે રખનેકા હે કયુ? ખવાસની સ્ત્રી બનાવટી ચેલાનુ કહેવુ સાભળી તેને પગે પડી અને કહ્યુ, આ વાત કોઈ જાણે નહી તેમ રાખશો

બનાવટી ચેલે કહ્યુ, તુ કીસકી પાસ નોકર છે? ખવાસની સ્ત્રીએ કહ્યુ કુવર સાહેબના જનાનામા છુ, આ વાત સાભળી જાલમસીહ વધારે ખુશી થયો, અને કહ્યુ, વારૂ! હમો તમારૂ પોગળ વેરીશુ નહી, પણ એક શરતે! ખવાસની સ્ત્રીએ કહ્યુ, શી? ચેલાએ કહ્યુ, હમારે સાધનામા કોઇ શૌભાગ્યવતી બાઈના પગે ત્રીશુળના નીશાનની જરૂર છે, તેકામ કરી આપવાનુ ખવાસની સ્ત્રીએ કહ્યુ, તે કેવી રીતે! ચેલાએ કહ્યુ, કેવી રીતે શુ? તમારી રાણીના ડાબા પગે ત્રીશુળનુ નીશાન કરવુ તેજ ખવાસની સ્ત્રીએ કહ્યુ, તે શી રીતે બને? ચેલાએ કહ્યુ, હમારે થોડુ જ તારી રાણીનુ કાઇ કાઢી લેવાનુ છે? આ તો ફક્ત સાધનામા જરૂર છે,

તેથી જ આટલુ કામ બતાવ્યુ ખવાસની સ્રીએ કહ્યુ ઠીક છે મહારાજ હુ તમારૂં કામ કરીશ, પરંતુ મારી વાત કોઇને જણાવતા નહી ચેલાએ કહ્યુ તમારી વાત નહી જણાવવાનુ હુ વચન આપુ, પરંતુ પ્રથમ ત્રીશુળનુ નીશાન કરવાનુ તુ વચન આપ

આ પ્રમાણે સામસામી વચન લઈ ખવાસની સ્રીને તેને ઘેર વીદાય કરી, પછી ગુરૂરૂપ ધમાને કહ્યુ, કેમ દોસ્ત! ઠીક કર્યું ને! ધમાએ કહ્યુ શુ? ચેલાએ કહ્યુ, શું! શુ! આ ખવાસની સ્રી નીશાન કરવાની, તે વાત ચોકસ માનવી કારણ તે કાઈ થોડુ જ જાણે છે કે આપણી કપટની બાજી છે અને મે તો તેને સાધનામા જરૂર જણાવી છે, અને તેના ઢોગ છુપાવવા વચન આપ્યુ છે એટલે એટલી બાજીમા તો ફાવ્યા છીએ, પણ હવે બાજી જીતવી તમારા હાથમા છે ધમાભાઇ!

ધમે કહ્યુ તે તો ઠીક, પણ ત્રીશુળનુ નીશાન કરાવી શુ કરવા ધાર્યું છે, તે તો કહો! જાલમસીહે કહ્યુ, ન સમજયો? ધમે કહ્યુ, જો સમજયો હોત, તો પુછત શુ કરવા! જાલમસીંહે કહ્યુ, વીણા દેશને ખાનારી ડાકણ છે તેમ રાજાને જણાવવુ, અને કહેવુ કે બાપે કાઢી તે અહીંઆ આવીને રહી છે, હવે અવધ પુરી થવા આવી છે, તેથી રાજાને ખાશે, રઇયતને ખાશે, અને દેશની પાયમાલી કરશે;

હમારો તો કહેવાનો ધર્મ તેથી કહ્યુ, તેનો બંદોબસ્ત કરવો ન કરવો તે તમારૂ કામ છે, એમ રાજાને જણાવવુ

ધર્મે કહ્યુ, પણ રાજા માનશે કેવી રીતે ? જાલમસીંહે કહ્યુ, કેવી રીતે શુ ? કહેવુ કે ખપ્પર જોગણી છે, તેનુ નીશાન આજસુધી છુપુ હતુ, પણ અવધ પુરી થવાથી ખુલ્લુ થયુ છે, તે એ કે ત્રીશુળની નીશાની બતાવવી, કે બેડો પાર.

ધર્મે કહ્યુ, ઠીક છે, મોતી એ ચોકતો પુરો જાલમસીંહે કહ્યુ, જો ! જો ! સામેથી રાજાજી આવતા જણાય છે, માટે આડબર લગાવી બરોબર ગુરૂ બની જાઓ, અને કહી એ વાત ભુલતો નહી, નહીતર મહેનત વ્યર્થ જશે, અને ઉપરથી શીક્ષા પડશે ધર્મે કહ્યુ તારા જેવા ગુરૂ છતા વાતતે ભુલાયજ કેમ ! એમ એ પ્રમાણે કહી બરોબર આડબર લગાવી ( 'હાય જોધાણ—વાય અજાય' ) એટલાજ શબ્દોની ધુન લગાવીને બેઠો, અને જાલમસીહ બાજુમા સ્વસ્થ બેઠો ત્યા જોધણનાથ તથા અમરકુમાર આવી પહોચ્યા, અને જોગીને પ્રણામ કર્યા, "હાય જોધાણ—હાય અજાણ" એજ શબ્દો વારમવાર સીદ્ધના મુખથી નીકળતા જોઈ રાજા તથા કુમાર અચબો પામ્યા, અને શામાટે આ શબ્દો બોલે છે, તે જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન થવાથી ચેલારૂપ જાલમસીંહને પુછયુ ચેલાજી ! આ ગુરૂજી શુ બોલે છે, તે કાઇ સમજાતુ નથી

જાલમસીંહે કહ્યું. હમબી નાહી જાનતે કે ગુરૂજીને ક્યા ધુન લગાઈ હે, આપકી ઇચ્છા હોવે તો હમ પુછ દેખે, જોધણનાથે કહ્યુ, પુછો તો ખરા, આ ધુન શા બાબત લગાવી છે કારણ મહાત્મજનોને સંસારની ઉપાધીમા પડવાની કાંઈ જરૂર હોતી નથી, પરંતુ આતો સંસારી જંજાળ જેવુ જણાય છે ચેલાએ કહ્યુ, ક્યા સબબસે યહ ધુન લગાઇ હેગી વો બાત ગુરૂસે હાલ સુનાતાહુ

આ પ્રમાણે કહી જાલમસીંહે સીદ્ધરૂપ ધમાને કહ્યુ, સિદ્ધજી ! યહ ધુન કેસી લગાઇ હેગી, વો જાનને કે લીયે જોવાણનાથ આતુર હે, તો યહ ધુન કે હાલ સુનાઓ, ઓર ઉસકા સબબ સબબ દીખાઓ આપકે કહે સીવાય વો હાલ હમ કીસતરેહસે જાને કે તુમ ક્યા ધુન લગાતે હો.

ગુરૂરૂપ ધમાએ કહ્યુ, ચેલા ! પરોપકર કરના વો સબકા કામ હે ઓર અપને યોગી લોકોકુ તો તે મુદ્દામહે પરોપકાર કરનેકા ઉમંગ દીલમે આયા ઓર ઈસ સબબસે યહ ધુન લગાયા ચેલાએ કહ્યુ, કેસે પરોપકાર કરનેકા દીલમે આયા, કે યહ ધુન લગાયા ગુરૂરૂપ ધમાએ કહ્યુ, દેશકું ખાનાર, રાજ્યકા નખ્ખોદ વાળનાર, અને રૈયતકુ શોક સમુદ્રમે ડુબાવનાર ડાકીની કન્યા ઇસકા પીતાને નીકાલ દીઇ, તે ડાકીની કન્યા યહ રાજ્યમે આઇ ઉસકી અવધ પુરી હેને આઈ હે સીદ્ધાઇ કે યોગસે યહ ખબર હમકો પાઈ

હે. રાજાકુ ખાયગી, રૈયતકુ ખાયગી, ગજ્યકુ પાયમાલ બનાયગી, યહ ફીકરસે હમ પોકાર કર રહે હે, માનના ન માનના રાજાકી મરજી રાજ્યકા ઓર રૈયતકા બચાવ કરના વો રાજાકા ખાસ ધર્મ છે, રાજ્ય ઓર પ્રજાકુ આફતસે બચાના વો રાજાકા મુખ્ય કર્મ હે હમને તો સત્ય થા વો સુના દીયા, હમ જોગીકો કયા શર્મ હે

રાજકુમાર અમરસી હે કહ્યુ, ખોટુ ખોટું, તદ્દન ખોટું, શુ વીણા ડાકીની ! નીશાની ! સીદ્ધરૂપ ધમાએ કહ્યુ, નીશાની વોહોકે ઉસકે પેર મે ખપ્પરકા ચિન્હ ત્રિશુળ આજ તક છુપાથા, પરતુ અવધપુરી હોનેમે ખુલ્લા હુવા હે, ઉસકા રસ્તા રાજા ન કરે અને ધર્મ વિરૂદ્ધ વિચરે તો રાજાકી મરજી

ગજકુમારે કહ્યુ, વારૂ ! એ નીશાન બતાવશો ! ચેલાએ કહ્યુ, હા, હા, ખુશીસે દીખાઇગે, યહ સિદ્ધ માહાત્માકુ જુઠ બોલનેકી કયા જરૂર ! નીશાન દેખનેસે ખાત્રી હોગી જોધાણનાથે કુવરને કહ્યુ, ભાઇ ! એક તો એ સતીનો ઉપકાર વીસરાય તેમ નથી, અને બીજી તરફથી ધર્મને પણ જતો મુકાય તેમ નથી, શુ કરવુ તેની સમજ પડતી નથી, નીશાન સાથે ખુલાસો મળે, તો પ્રજાનુ અને રાજ્યનુ રક્ષણ કરવુ તે રાજાનો ધર્મ છે, અને તે ધર્મના

આડે નહીં આવતા ખાત્રીમા નીશાનની વાત મળે તો સીદ્ધ કહે તેમ વર્તવુ તે તમારૂ કર્મ છે માટે ખુશી થઇ ખુલાસો આપો. અને આ શીરપર આવેલી ધર્મની આફતને કાપો.

રાજકુમારે કહ્યુ, કઠીઆગમાથી રાજ્યકુમાર બનાવનાર, પીતા પુત્રને મીલાવનાર તે સુદરી તેવી હોયજ નહી, જોધાણનાથે કહ્યુ, વારૂ કદાપી સીદ્ધનુ કહેવુ ખરૂ ઠરે તો ! રાજકુમારે કહ્યુ, પીતાની આજ્ઞા પાળવી તે મારી ફરજ છે, ધર્મનુ રક્ષણ કરવુ તે તમારી અરજ છે સીદ્ધને પુછો કે વખતે તમારૂ કહેવુ સત્ય ઠરે, તો શુ કરવુ ! ગુરૂરૂપ ધમાએ કહ્યુ, હમારી પાસે એક પેટી હે વો હમ ભેજદેઇગે, ઉસમે બધ કરકે હમેરી પાસ પહુચાના, ફીર હમ ઉસીપે ક્રિયા કરકે જમીનમે ગાડ દેઇગે, સબકો આફતમે બચાઇગે. જોધણનાથે કહ્યુ, બહુ સારૂ ચેલાજી અમારી સાથે આવો, અને તે નીશાન બતાવો જાલમસી હે કહ્યુ, ચલો હમ આતેહે, નીશાન દીખાતે હે, એ પ્રમાણે કહી ચેલાને તેડી જોધણનાથ તથા રાજકુમાર પોતાના મહેલ તરફ ગયા



## પ્રકરણ ૧૦ મું

ધર્મ ઢોગી થઇ ધુતતા ભેખ ધરી જગમાંહ્ય
ખાત્રી આ દ્રષ્ટાંતથી જુવો દાખવી ચાહ્ય

વીણા ભર ઉંઘમા પોતાના મહેલમા પડેલી હતી, ત્યા દાશી હાથમા ત્રીશુળનુ ચિન્હ લઇને આવી, અને વીચાર કરવા માડયો, આ હુ ઘણુજ ખોટુ કરૂ છુ, રાણીના ભરોસાનો ગેરઉપયોગ કરૂ છુ પણ નીશાન કરવાથી રાણીનું કાંઈ બગડતુ હોય તો નીશાન ના કરૂ, પણ આથી કાઇ રાણીનુ બગડવાનો સભવ નથી આતો બીચાગ સિદ્ધનુ કામ થાય છે, આપેલુ વચન પળાય છે, રાણીબાને જાગ્યા પછી મારો વાક જણાવીશ, અને ક્ષમા માગીશ, માટે હાલ તો નીશાન કરવુ જ એવો નિશ્ચય કરી ડાબા પગ ઉપર તે નીશાન છાપીને ચાલી ગઈ તેને બીચારીને થોડીજ ખબર હતી, કે એ ઠગ ગુરૂ ચેલાનુ કાવતરૂ છે, રાણીને દુખી કરવાનુ બાહારૂ છે

દાસીના ગયા બાદ જોધાણનાથ, અમરકુમાર, તથા જાલમસીહ ચેલારૂપે આવી પહોચ્યા ચેલાએ કહયુ કયુ દીખાઉં ? કુવરે કહયુ સબુર ! અરે ભગવાન ન નીકળે તો કેવુ સારૂ ? મારી કગાલ દશા દુર કરનાર સુદરીનો ત્યાગ

કરવો પડશે ! જેવી પ્રભુની ઇચ્છા, એ પ્રમાણે પશ્ચાત્ પ કરવા માડયો

ચેલાએ કહ્યુ, કયુ કીતની ડેર હે ! હમકુ ડેગ લગતી હે, ના મરજી હોવે તો તુમેરી મોજ હમ જાતે હે રાજકુમારે કહ્યુ ના મહારાજ ! બતાવો ? ચેલાએ પગેથી સાડીનો છેડો ઉચો કરી ત્રીશુળનુ નીશાન, કે જે દાસીએ તુરતનુ જ છાપેલુ હતુ તે બતાવ્યુ, કહ્યુ દેખો ! દેખો ! દેખો !

રાજકુમારે મોટી હાય મારી, અને ચેલાને પેટી મોકલાવાનુ કહી રજા આપી ચેલાના ગયા પછી તેણે પશ્ચાતાપ કરવા માડયો, ત્યા વીણા જાગી ઉઠી, અને રાજકુમારને વિમાસણમા પડેલો જોઈ કહ્યુ નાથ ! આમ આટલા બધા દીલગીર શામાટે ! શુ આ દાસીનો કાઇ અપરાધ થયો છે ? તેમ હોય તો નાથ ક્ષમા કરો, અને દિલગીરી પરહરો

વીણા— ગાયન

(સખીરી ! મોહનમત્રની તાન) એ રાહ
પીયુજી ! મુખે મધુરૂ હાસ્ય
ગયુ ક્યા આજે ઉડી ખાસ !—પીયુજી
ધરી ઉર શુ રીસને, ખોયો મુખ ઉજાશ
વાક આવે અબળા વીશે, ડગલે ડગલે વાસ—ગયુ૦
ક્ષમાવત છો નાથજી, તજો ઉર ઉદાસ !

વ્હાલા વ્હાલની પ્યાસ, નથી અવરકો આશ,
નાથ ના કરો નીરાશ–ગયુ૦
રાખો હઠીલાજી હદ, જબરો જુલમ ન કીજીએ
મુખે મધુરૂ જે હાસ્ય, નાથ મારૂ તે તો મુને દીજીએ
બોલો મધુર મુખ બોલ, વ્હાલે દાસીપર રીઝીએ
ગમે તેવી પણ નાથ છુ તમારી
હાસ્ય કરો, શાન્તિ ધરો, ને ચિંતા હરે–રાખો૦

---

માટે નાથ ! જે કરવુ હોય, તે સુખેથી કરો, આ કાયા અને તેની અંદર રહેલો આત્મા તે સૌ તમારૂજ છે, તેના તમોજ મુખ્તીઆર છે, માટે તેનુ દિલ ચ્હાય તે કરો, પણ તમારૂ મધુરૂ મંદ મંદ હસવુ, તેતો મારૂજ છે, માટે તે મને આપો બોલો ! બોલો ! નાથ બોલો ? રાજકુમારે કહ્યુ, બોળવા બેઠેલો શુ બોલુ, વીણાએ કહ્યુ, નાથ ! આટલી તુચ્છ માગણીનો પણ સ્વીકાર કરી શકતા નથી ! જુવો સાભળો

ગાયન

અજબ છે પ્રેમ, હુ પ્યાસી
હૃદય ઇચ્છેછે સાચોએ–અજબ
રૂપ રઢીયાળુ રાજવી, દેવાશી અવતાર
મધુર હસવુ મનવશ્યુ, અન્ય ન ચાહુ લગાર

વઇભવને નવ ચહુ જરી, પરવા નહી તલભાર
મહેલ અટારી માળીઆ, ઈચ્છુ નહી ભરથાર

માગુ ન ઝાઝર ઝુમણા, કે નહી નાણુ નાથ
માગુ એટલુ નાથજી હસી બોલો મુજ સાથ

તજ્યા મે સુખ રાજતણા, રહી હુ ભરૂસે ભાવી
નશીબમા જે હતુ મારા, તો સર્વે મળ્યુ આવી
નીકળ્યા ગજ સુખરાસી                અજબ

માટે નાથ ! જરા હસીને આ દાસીનો સતાપ દુર કરો બોલો? બોલો ! નાથ જરા બોલો ! શું તમને જરા પણ દયા આવતી નથી ! કઠીઆરાએ મનમા પશ્ચાતાપ સાથે પોતાના મનનેજ કહ્યુ "ગાયનુ ગળુ કાપનાર હુ કસાઈ તેને દયા શાની ?" વીણાએ કહ્યુ નાથ! આપની ઉદાસીનુ કારણ જણાવા કૃપા કરશો ! રાજકુમારે કહ્યુ, સુદરી તે વાત તમો પુછશો નહી, તે શીવાય જે કહેવુ હોય તે સુખેથી કહો

આ પ્રમાણે વાત ચાલે છે ત્યા મહાત્મા ધમાભાઇની મોકલેલી પેટી સેવકદ્વારા આવી પહોચી, સેવકે કહ્યુ, મહારાજ પેટી આવી છે રાજકુમારે કહ્યુ તે અહીયા મુકી તમે બહાર જાઓ, રાજકુમારનો હુકમ થતાજ સેવક પેટી

મુકી ચાલ્યો ગયો, સેવક ગયો, ત્યા વીણાએ પુછયુ, નાથ! આ પેટી શાની?

રાજકુમારે કહ્યુ, સુદરી! મારા મનની ઉદાશીની અને આ પેટીની વાત શીવાયની વાતો વીચારો. અને આ પેટીમા પધારો, અન્ય વાત પુછતા નહી વીણાએ કહ્યુ, ઓહો! એજ મારા નાથની ઉદાશીનુ કારણ? અરે એ પેટીમાતો શુ, પરતુ ભડભડ કરતી ભયાનક આગમા, દવ દવ કરતા દુરધર દાવાનળમા, અને ચારે કાઠે વેહેતા પાણીના પુરમા પ્રવેશ કરવાની પતી આજ્ઞા આપે, તો દાસી તૈયાર છે, તો પછી આ પેટીના શાભાર છે? નાથ! નાથ! આપ હસીને આજ્ઞા આપો, અને આ દાસીનો હર્ષ વધારો રાજકુમારે કહ્યુ, સુદરી બોલવુ રહેવા દઈને પેટીમા પધારો પતીની આજ્ઞાને માન આપનાર સતીએ પેટીમા પ્રવેશ કર્યો, અને કહ્યુ, નાથ! મારૂ તો ગમે તેમ થાવ, પરતુ પ્રભુ તમોને બચાવે એવી મારી પ્રભુ પાસે અતરની પ્રાર્થના છે –

વીણા— ગાયન

(નરડ તુઓ હ્રુદય મારા) એ રાહ

છો આધાર નોધારાના પ્રભુ માગુ છેવટ જાતા
દિન અબળા હુ કોપ્યા કથ, વીન તી છે પ્રાણ લુટાતાં,

ભલે આ પ્રાણ મુજ જાયે, પતી આજ્ઞા શુ લોપાયે ?
ગાઉ ગુણ ગાન પ્યારાના પતી સતી મોક્ષના દાતા–છો.
રૂધીર વરસે મુશળ ધારા, સાચવજો કાય પીયુ પ્યારા
થઈ અળગી હવે તો હુ, છેવટ પ્રણમુ અલગ થાતા છો

વીણા સુદરી છેવટના પ્રણામ કરી પેટીમા બેઠી, ત્યા પેટી બધ કરી અને સેવકો પેટીને ઉપાડી સીદ્ધને ત્યા મુકવા ગયા પેટી લઈ ગયા બાદ રાજકુમાર ગમગીનીમા ગીરફતાર બન્યો, હાય ! ગુમાવી ! સુકોમળ સુદરી ગુમાવી, ઉધમા અપછરા આવી, પણ મે મુગ્ખાએ ન બોલાવી કે ન ચલાવી હાલ હુ ચિત્ત ભ્રમ જેવો કેમ બન્યો છુ ? બનેલા બનાવથી દિલને આરામ નથી, બળતી ચિતાગ્નિને ઠારવાનુ ઠામ નથી, વીશ્રામનો મુકામ નથી વાર્તાનો વીસામો એ સુદરીની સાથે ગયો, હુ નિર્ભાગી એકલો રહયો એ પ્રમાણે પશ્ચાતાપના તાપમા તપી ગએલો રાજકુમાર પીતા તરફથી આમત્રણ આવતા પીતા પાસે ગયો, પરતુ તેનું પ્રેમી હૃદય તો પ્રેમની પુતળી વીણા સુદરીની પાછળજ ચાલ્યુ ગયુ, એટલે કે પ્રેમ એ શબ્દ તેના અતરમાથી સદાને માટે નાબુદજ થઈ ગયો



## પ્રકરણ ૧૧ મુ.

સ્વારથ આ સંસારમા જગે જગે દેખાય
સમજો સજ્જન મન થકી પાછળથી પસ્તાય



મો પોતાના ઉતારામા વીચાર નાવ મળમાગુ થાયો હતો, અને જાલમસીહ ત્યા હાજર નહોતો ધમે વીચાર્યુ ચાલો આજ ઠીકજ થયુ, વીણાને ડાકીની ઠરાવી, અને આપણી બાજી ફાવી અત્યારે સતદાસ જાલમસીહ ભાઇ પણ નથી, માટે જો અત્યારે રાજ મહેલમા મોકલેલી પેટી વીણાસહ આવે, તો વીણાને લઈને પસાર, વેલીની બાબતમા હરામી જાલમસીંહે મને બનાવ્યો હતો, તો વીણાની બાબતમા હુ ફસાવુ, પણ પાપી જાલમસીહના આવતા પહેલા પેટી આવી જાય, તો તો ઠીક, અરે પેલા રાજસેવકો પેટી લઇનેજ આવતા જણાય છે ને !

રાજ સેવકોને આવતા જોઇ ધમો આડબર લગાવી બેસી ગયો, ત્યા રાજ સેવકો પેટી લઇ આવી પહોચ્યા અને સિદ્ધિ વેશમા ધમાને પગે લાગ્યા ધમાએ આશીર્વાદ કહયો, ત્યા સેવકોએ કહયુ, મહારાજ આ પેટી લાવ્યા છીએ ધમે કહ્યુ, એને અહી આ રહેવાદો સતદાસ આવશે એટલે તેનુ ઠેકાણુ કરીશુ. શેવકોએ કહ્યુ. બહુ સારૂ હમો જઇએ છીએ, ધમે કહયુ, સુખેથી જાઓ,

સિદ્ધ મહાત્માની રજા મળતા શેવકો પેટી મુકી વીદાય થઈ ગયા, સેવકો ગયા, ત્યા ધમો પેટી પાસે આવ્યો, અને કહયુ, સતદાસ ગયાતો આઘડા ગયા, હવે મને પેટીમાથી વાણાને કાઢીને લઇને પસાર થવાદે, પસાર ! એ ભલે અહીઆ લટકયા કરે, પ્રથમ એણે મને લટકાવ્યો હતો, તો હવે હુ એને લટકાવુ, અને આ ધમાભાઇનો રોફ બતલાવું, એતો વારા ફરતી વારો છે, કાલ તમારો તો આજ અમારો

આ પ્રણાણે વિચાર કરી પેટી ઉઘાડી અને વીણાને બહાર કાઢી, વીણા બહાર નીકળી ત્યા આ યોગી વેશમા ધમાને જોઇ અચબો પામી, અને કહયુ, હું અહીં કયાથી ! મારા પતી કયા ? જોગીરૂપ ધમાએ કહયુ, તેતો રહયા જોધપુરના મહેલમા વીણાએ આશ્ચર્ય ચકિત થઇ પુછયુ, ત્યારે મને અહીઆ લાવ્યુ કોણ ! યોગી રૂપ ધમાએ કહયુ, આ સેવક પોતે વીણાએ કહયુ, શા માટે ? ધમાએ કહયુ, સિદ્ધી રીતે સાથે આવશો, તો વઇભવ ભોગવવા અને મોજ માણવા માટે, નહીતો દેશને ખાનાર ડાકીની ઠગાવી જમીનમા જીવતા દાટી દેવા માટે

વીણાએ મનમા વીચાર કર્યો, સમજી ! સમજી ! પતીના મને નહી જણાવાના વીચાર હવે પુર્ણ સમજી ! તેમની ઉદાસીનુ કારણ પુરે પુરૂ સમજી. ઠીક છે જોઉછું

હવે શુ બને છે! આ પ્રમાણે વિચાર કરી ધમાને પુછ્યુ, વારૂ! તમે કોણ છો! ધમે કહયુ, દુનિયાની નજરમા સિદ્ધ, પણ અપ્રસિદ્ધ, વીણાએ કહયુ અપ્રસિદ્ધ કોણ! ધમાએ બનાવટી દાઢુ કાઢીને કહયુ, કોણ શુ હુ ધમો!

વીણાએ કહયુ, ચકોરીને ચન્દ્રનો સયોગ છોડાવનાર કાળ મુખારા હુઆ! તને રોમ રોમ કીડા પડશે, અને સતી અબળાને સતાવામા સાર નહી કાઢે ધમે કહયુ, પણ સુદરી મે તમારૂ શુ બગાડયુ? વીણાએ કહયુ, બધુ ધમાએ કહયુ, એટલે! વીણાએ કહયુ એટલે શુ? મેનાને પોપટનો વિયોગ કરાવાય, તેમા મેનાનુ કાઇ જાય! ચકલીને ચકલાનો વીયોગ પડાવાય તેમા ચકલીનુ કાઈ જાય! ધમે કહયુ, કેમ ન જાય! વિયોગના કારી દુખનોજ જખમ થાય

વીણાએ કહયુ, તો મને વિયોગ પડાવ્યો, તેમા તારા હાથમા શુ આવ્યુ! આવી દુષ્ટ બુદ્ધિ તને કોણે બતાવી! ધમાએ કહયુ, પાપી જાલમસી હે વીણાએ કહયુ એ અભાગીઆનો પણ આમા હાથ છે કે! ધમે કહયુ, તેના કહેવાથીજ આ યુક્તિ ઉઠાવી, અને તમને દેશને ખાનાર ડાકણ ઠરાવી, રાજકુમારના હાથેજ પેટીમા પુરાવી અને એ પેટી શેવક દ્વારા અહી આવી

વીણાએ કહયુ, પાપીઆ! એક બહેનનો ભવ બ-

ગાડયો, તેથી ન ધરાયો, કે પાછો મારાતરફ ધાયો. જો અભાગીઆ જો ! આ ફાની સંસારમા ભલાઈની કમાઇ કરીલે, આવા અઘોર પાપ કર્મ કરી સુખ શુ ભોગવ્યુ, તે તુ બતાવીશ !

ધમે કહ્યુ, કાઈજ નહી, મા આપઘાત કરી મરી ગઇ, બાયડી નાતરે ગઈ, અને ધમાભાઈની છેવટ આવી દશા થઈ વીણાએ કહ્યુ, ભલાભાઇ ! આ ભવતો બગાડયો, પણ પરભવ સુધાર જેવી મુઠ મારી જાણી, તેવી વાળી જાણ પ્રેમી જોડાને વીયોગ કરાવ્યાનો પાપનો પોટલો બાધ્યો, તે પ્રમાણેજ સંયોગ કરાવી તે પાપનો બોજો હલકો કર, સંસારમા કાઇજ નથી, આત્મા મુસાફર સંસાર અટવીની મુસાફરી કરવા આવ્યો છે મુસાફરીમા જે કમાવાનુ છે તેની કમાઇ કર, નાહકના પાપ ના પોટલા નહીં ભર જો સાભળ

ગાયન—ભજન

સંસાર મુસાફરી આવ્યો, પંથી મુસાફર પ્રાણી
વસમી છે વાટયુ ભુંડા, ચિત્તમા લેતુ જાણી—પંથી
દુરદેશ જાવુ રહયુ, જો તુ વિચારી પ્રાણી,
જાવુ જરૂર તારે, નક્કી લે જાણી—પંથી—સંસાર
સગાને સંબધી તારા, તે સૌ રહેવાના ન્યારા,
સંગે ન આવે કોઇ, મીથ્યા ચેમાની—પંથી—મુસાફર

ભર વભદધી અસાર છે, સ સાર તોફાની ખરે !
ઝ પલાવ્યુ કાયા નાવ, કઇ વાચા , પ્રા[illegible] ઉર અરે
ધારીને સ ય સુકાન, હલેસુ નીતીનુ હાથે વરે
અસ્ત્ય અનીતી ત્રોડતા શઢ, નિશ્ચે ભવસાગર તરે
ભાનુ ભજન ભગવાન, સ ગે ગખ્ય પ્રાણી
તો તો ન આવે પ્રાણી, અ તે કાઇ હાની—પ થી—મ સાર

માટે માન ભલાભાઇ માન, અસત્ય અને અનિતી કાઢતા ભવસાગર સુખરૂપ તરીના હરીશ્ચદ્રે પુત્ર ને પત્ની વેચ્યા, અને પછી પોતે પણ ઢેડને ઘેર વેચાણો, તે એક સત્યનેજ ખાતર, શેઠ સગાળશાએ પોતાના પુત્ર કેલૈયાનુ માથુ ખાડી અતીત માટે રસોઇ બનાવી, તે એક ટેકનેજ ખાતર, કર્ણરાજાએ મરતા મરતા દાત ત્રોડી ભગવાનને રેખોનુ દાન આપ્યુ તે પણ ટેકનેજ માટે, ભટાભાઇ એવો સાચો ટેક મુકી આવા પાપી [illegible] કરે છ, તો પરભવ શુ ગતી થશે, તેનો કાઇ વીચાર કર્યો !

ધર્મે કહ્યુ, ના આ ભવમા તો આ દશા ભોગવુ છુ, પણ પરભવમા મારૂ શુ થશે, તે સમજાતુ નથી આ પાપી કાયાથી અનેક પાપ કર્મ થયા છે, અને કરૂ છુ ધીક્કાર છે મને, કે મેં પાપ કર્મમા પછુ વાળી જોયુ નથી હરામી જાલમરાની [illegible] ખતપીથી વેલીનો ભવ બગાડયો, અને તમારો પણ બ [illegible] ધાર્યો, પણ તેમા [illegible]

બોધ કૃપાથી, અને તમારા વચનોથી બચી ગયો છુ બ્હેન વિણા! આજથી તમે મારી ધર્મની બ્હેન છો, ને હુ તમારો ધર્મનો ભાઈ છુ

વીણાએ કહ્યુ શાબાશ છે વીરા! આ પ્રમાણે હવેથી વર્તીશ, તો ઇશ્વર તારો નીધેબાન થશે, અને પરભવ સુધરશે ધમે કહ્યુ, બ્હેન! પેલા પાપીને તો ફરી સજાએ પહોચાડવાની જરૂર છે, કારણ મને અને તમને નડવામા તે પાપીઓ પાછો પડયો નથી, વીણાએ કહ્યુ, તારૂ કહવુ સત્ય છે, પણ કેવી રીતે કબજે કરવો! ધમે કહ્યુ, તે કબજે થાય એવી કોઈ યુક્તિ શોધી કાઢો

વીણાએ કહ્યુ, હા! હા! ઠીક યુક્તિ યાદ આવી છે, આ પટીમા વાદરા પુરો અને આપણે બાજુમા છુપાઈને તમાસો જોયા કરો કારણ પાપીયાનુ ચિત્ત પેટીમાજ હશે, મારેજ આવતાની સાથે પેટી ઉઘાડશે ત્યા પેટીમા પુરવાથી ખીજવાઇ ગયેલા વાદરા તેને હાલહવાલ કરશે, અને પાછળથી તુ જઇ કહેજે કે વીણા કયા છે? તે કહેશે કે વીણા નથી પણ વદરા હતા, તો તારે કહેવુ કે પેટીમાજ સતાડી હશે એમ કહી તેને પેટીમા પેસાડવા યુક્તિ કરવી, પછી પેટી બધ કરી રાજકુમાર પાસે લઇ જવી, અને તેનો ન્યાય રાજકુવર હસ્તક કરાવવો

આ યુક્તિ ધમાને પસદ પડી, અને પેટીમા વાદરાં

પુરી ધમો અને વેલી બાજુમા સતાઈ બેઠા, તેઓ બાજુમાં છુપાઇ બેઠા, ત્યા જાલમસીહ આવી પહોચ્યો, અને પેટી જોઇ ખુશી થયો, અને બાજુમા ધમાને નહી જેવાથી કહ્યુ સીદ્ધ કયાક ગયા લાગે છે, બાજુ જોતા સિદ્ધ નહી જોવાથી કહ્યુ સિદ્ધ ગયા તો આઘડા ગયા, પેટીમાથી પ્રીયાને લઇને પમાર થવા દે પસાર

વીણાને પેટીમાથી કાઢી લઈને નાશી જવાના વીચારથી તે પેટી પાસે ગયો, અને કહેવા માડયુ. હે' મનમોહની! હે મોહોની ! પ્રાણ પ્રીયા ! આવ આવ એકદમ ભેટી લે. એ પ્રમાણે કહી પેટી ઉઘાડી, ત્યા પેટીમા પુ ાવાથી બીજ-વાએલા વાદરા તેને વળગ્યા, અને તેના કપડા વીમેરી ફાડી નાખી તેને ઉઝરડા ભરવની સાથે હાલ હવાલ કર્યો

વાદરા ગયા, ત્યા જાલમસીહ સ્વસ્થ થયો, અને વિચારમા પડયો, ત્યા ધમો છુપાઇને આ બીના જોતો હતો તે તેની પાસે આવ્યો પાસે આવી જાલમસીહને કહ્યું, પ્રીયા કયા ? જાલમસીહે કહ્યુ, અહીં તો પ્રીયાએ નથી ને બીઆએ નથી, પેટીમાથી તો મોટા બુઢ નીકળ્યા બુઢ. આ જો હાલ હવાલ કર્યો છે તે, ધમે કહ્યુ, ઓળખુ છું જાલમસીહભાઈ ઓળખુ છુ, વેવીની બાબતમા છેતર્યો હતો, તેમ આમા પણ છેતરવો ધાર્યો હશે કેમ ! વારે વારે છેત-રાવાનો નથી, તે નક્કી સમજજો જાલમસીહભાઇ.

જાલમસીંહે કહ્યુ. ભાઇ ! તને કોણ છેતરે છે. તારા સોગન ખાઇને કહુ છું, કે પેટીમા પ્રિયાને બદલે મોટા ગુહ હતા, ધમાભાઈ ચાલ બતાવુ, કહી પેટી પાસે ગયા અને વાદરાની હગાર બનાવી કહ્યુ, જો આ વાદરાની હગાર હવે ખાત્રી થઈ, ધમે કહ્યુ, પેટીના પડદામા સતાડી હશે. અને મને બનાવે છે, પણ એમ બનવાનો નથી સમજ્યો! અહગ પેની પેલો પડદો ઉચો કરી બતાવ્ય તો ખાત્રી થાય.

ધમાની ખાત્રી કરવા જાલમસીહ પેટીમા ઉતર્યો, અને પડદા ઉચો કરવા નીચો નમ્યો, જાલમસીહ નીચે નમ્યો ત્યા ધમે પેટી બધ કરી સાકળ દઈ દીધી અને જાલમસીહને પેટીમા સપડાવ્યો જાલમસીહને પેટીમા બધ કર્યો, ત્યા અદરથી બુમો પાડવા માડી, કે ધમા ઉઘાડ! ધમે કહ્યુ, હુ નહી ઉઘાડુ, પણ જોધાણનાથ ઉઘાડશે માટે હાલતો પેટીમા બેઠા બેઠા ઇશ્વરનુ ભજન કરો, જેથી પાપનો ભાર હલકો થાય

જાલમસીહને સપડાવ્યો, ત્યા વીણા જે બાજુમા હતી તે ધમા પાસે આવી એને કહ્યુ, બ્હેન ! તે ઘણી સારી યુક્તિ બતાવી, જેથી પાપીને દીધો સપડાવી, હવે આ પેટીને શું કરવી ! વીણાએ કહ્યુ, ચાલો રાજકુમાર પાસે લઈ જઇએ, અને રાજકુમારનો સદેહ ટાળીએ ધમે કહ્યુ, બહુ સારૂ બ્હેન ચાલો એવો નિશ્ચય કરી વીણાએ

જોગણનું સ્વરૂપ ધારણ કર્યું અને ધમો અને વીણા બને જોગી વેશમા પેટીને લઇ કમ્બાર ગઢ તરફ ગયા

## પ્રકરણ ૧૨ મુ



પે જળથી જેવો મીનનો દીપક જેમ પતંગ સારસ જોડી વીખુ મરે અજબ પ્રેમનો રંગ

ટીને વિદાય કરી, અસન્કુમાર ગમગીનીમા ગિરફ તાર બનેલો પોતાના એકાત આવાસમા વીચારના વમળમા ગુ થાયેલો બેઠો હતો મન સાથે વીચાર એ કરતો હતો, કે, વાહ પ્રભુતારી લીલા અજબ છે શુ વીણા ડાકીની! ના ના તેમ તો હોયજ નહી, અરે પણ ત્રીશુળનુ નીશાન શેનુ ? મનને કોઇ રીતની ખાત્રી મળતી નથી. મન વીચાર વમળામા ગુચાયુ છે. કઠીઆગની આ સ્થીતી કરનાર વીણા ડાકીની હો કે દેવી હો, પણ આ અભાગીને તો દેવીજ હતી. શુ સિદ્ધની સિદ્ધાઇ ખોટી! નાના તે તો બનેજ કેમ? સિદ્ધને શુ સ્વાર્થ હતો કે ખોટુ કહે આનું ખરૂ તાત્પર્ય સમજાતું નથી

આ પ્રમાણે વીચારના વમળમાં ગુચાયેલો મન સાથે વીચાર માળાના મણકામાં ગુ થાયેલો હતો, ત્યાં પેલી દાશી

કે જેણે ત્રીશુળનું નીશાન છાપ્યુ હતુ તે આવી, ને વીણાને નહી જોતા કુવરને પુછયુ, કે વીણા બા કયા ? દાસીના પુછવાથી રાજકુમારનો વીચાર માળાનો મણકો તુટી ગયો, અને દાસી સામે જોઈને કહયુ, તારે શુ કામ છે ?

દાસીએ કહયુ, મારે તેમની પાસે એક માફી માગવાની છે, રાજકુમારે કહયુ, શી બાબતની ! દાશીએ કહયુ, એક યોગીને સાધનામા સતી સ્રીના પગે ત્રીશુળના નીશાનની જરૂર હતી તેથી વીણા બા નિદ્રાધિન હતા, ત્યા મે તેમના પગે ત્રીશુળનુ નીશાન છાપ્યુ હતુ, તે બાબતની માફી માગવાની હતી.

દાશીની આ વાત સાભળી કુમારે નિસ્વાસ નાખ્યો, અને કહ્યુ, હાય હાય ! તે તેનુ નખ્ખોદ કાઢયુ છે જા એકદમ પીતાજી પાસે જા, અને આ હકીકતથી વાકેફ કર- જગતને ફસાવનાર એ પાપી જોગીઓ, સ્વાર્થી સિધ્ધો, અને ભુલાવામા નાખનાર ભામટાઓનુ સદ તરને માટે સત્યાનાશ કેમ જતુ નહી હોય, હાયરે વીણા સુદરી ! આ પ્રમાણે બોલે છે ત્યા નેપથ્યમાથી નીચે પ્રમાણે અવાજ થયો

તુલસી આ સંસારમા, ભાત ભાત કે લોક
પ્રિછયા વિણુ નહી માનીએ, શાસ્રે વાણી રોક

ઉપરની સાખી સાભળી ત્યાં રાજકુમાર એકદમ ચોકયો, અને સેવકને બોલાવી પુછયુ કે જોતો કોણ છે !

સેવકે કહયુ, એતો એક બુઢ્ઢો બાવો તેની છોકરી સહભીક્ષા માગવા આવ્યો છે તે ગાય છે બુઢા બાવાનુ નામ સાભળ્યુ ત્યા કહ્યુ એવા ભેખધારી સાધુડાને તો દેમો ત્યાથી ઠાર કરવા જોઇએ દુનિયાનુ સદતગ્નેને માટે સત્યાનાશ કાઢનાર એ વેશ ધારી સાધુડાજ છે એ પ્રમાણે સેવક સાથે વાત કરે છે ત્યા પાછો નેપથ્યમાથી ફરીથી અવાજ આવ્યો,

દાઝેલા જીવ દુધથી શીદ તરછોડે છાશ
સાહસથી સુખ સૌ જશે વળશે સત્યાનાશ

આ પ્રમાણે બોલતી વીણા સુદરી જોગી વેશમા મહેલમા રાજકુમાર પાસે આવીને ઉભી જોગણ વેશમા વીણાને જોઇ રાજકુવરના દીલમા પ્રેમી અ કુરો ઉત્પન્ન થયા, અને તે જોગણ પાસે આવીને ઉભો અને કહયું, તમે કોણ છો ! કયા રહો છો ? અને આટલી નાની ઉમ્મરમા જોગ લેવાનુ કારણ શુ તે જણાવશો ?

જોગી વેશમા વીણાએ કહ્યુ, ભલા પ્રાણી ! વો કયા પુછતે હો ! હમ કોન હે વો હમ ખુદ નાહી જાણતે હે તો તુમેરેકુ કીસતરેહ કહેવે કે હમ વોહે ઓર હમેરા રેહેનેકા પુછતે હો, તો હમ સારી દુનીયામે રહેતે સબબ આજ ઇધર તો કલ દુસરી જગેપે, હમેરા સ્થાન એક નહી કે તુમેરેકુ હમ દીખલા શકે, ઓર છોટી ઉમ્મરમે જોગ લેનેકા કારણ કયા વો સુનો

જુઠા સ્વપ્ના વત્ત સંસાર માયાકા શીર જુઠા માર
અલખ ભજી હોના ભવપાર ઉસીલીયે કીયા ભેખ સ્વીકાર

વીણાએ કહ્યુ, માટેજભેખ ધારણ્ કરી સંસાર છોડ દીયાહે. રાજકુવરે કહ્યુ, શુ સંસારમા રહીને અલખ ભજાતા નથી, કે જોગી થવુ, સગા સંગીને તજવા, અને તેમની હાય લેવી વીણાએ કહ્યુ,

કીસકી મેટી કીસીકા બાપ, જીવ અકેલાહો આપો આપ,
સ્વારથકે સબ જાનો તાપ, માયાકે મત ખા ભુલ થાપ.

વીણાએ કહ્યુ, સબ સ્વાર્થકી જાલહે, સ્વપ્નવત્ત આલપપાલ હે વોહ ફાની સંસારમે કબ આયા કબ જાનેકા ઈસકી કીસીકુ ખબર નહી, ઈસલીયે જીવકે લીયે જો કામ કરનેકા ઉસીમે વખત લગાના નાહી કલકરના વો આજ કરના, આજ કરના વો અબ કરના, ધરમકા કામમે ઢીલ નાહી કરના વો સત પુરૂષકા બચન હે

રાજકુમારે કહ્યુ, તુમેરી સંગમે કોન હે વોતો કહો ! વીણાએ કહ્યુ, હમેરા બુઢા બાવા હે, રાજકુમારે કહ્યુ શું તમારે જોગી લોકોને પણ બાપ ખરા કે વીણાએ કહ્યુ, કહેનેમે તો હે, સંસારકી જુઠી સગાઈ મેતો કહે લાતે હે પરંતુ—

જુઠી સગાઈ જુઠા રંગ સ્વારથ માયા જોડી અંગ
આત્મા જાતા કાયા ભંગ, કોઉન આવે જીવકે સંગ

રાજકુમારે કહ્યુ, વારૂ ! તમોને જોગ લીધે કેટલો

વખત થયો ! વીણાએ કહ્યુ, વખતકા કયા પુછતે હો ! જીસી વખ્ત માયાકી જ જાલ છોડ દી, ઉસી વખ્ત અગમે કફની જોડદી, ઓર માયાકુ તોડદી રાજકુમારે કહ્યુ, વારૂ ! સસાર સુખ અનુભવ્યુ છે કે નહી ! વીણાએ કહ્યુ વો કયા પુછતે હો, જુઠે સસાર ઇસમે સુખ કયસા ? કાય મે સુખ હે ! તુમ કીસ બાતસે સુખ માનતે હો ! પૈસે મે સુખ હે ! જો પૈસે મે સુખ હોતા, તો તવગર લોક હાય હાય કરકે કેસે મરતે ! જો ગરીબાઈમે સુખ હોતા, તો ગરીબ પેટ ઘસતે કેસે મરતે ! જો પ્રેમમે સુખ હોતા, તો પ્રેમી પ્રેમમે કેસે મરતા ? સતોષ સમાન સુખ કીસીમે નહી, પન વો હે કીધર ! હમ તો યહ જોગી વેસમે કાયાકો કષ્ટ દેકર અલખકો સ્મરને મે હી સુખ માનતેહે

રાજકુમારે કહ્યુ, મારી ઇચ્છા પણ તમારો બોધ સાભળી જોગી થઈ જવાનો થયો છે, વીણાએ કહ્યુ, તુમે કેકુ દુખ કયા હે, કે જોગ લીયે ચહાતે હો ! રાજકુમારે કહ્યુ, દુખનુ શુ પુછોછો ? મે અભાગીઆએ એક ઘોર પાપ કર્મ કર્યુ છે, અને તે પણ સ્ત્રી હત્યાનુ

વીણાએ આશ્ચર્ય ચકિત થઇ કહ્યુ, કયા સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત કીયા હે ! નહી ચાહીએ, નહી ચાહીએ, સ્ત્રી હત્યા કરને વાલેકા ઘરકી ભીક્ષા નહી ચાહીએ, એ પ્રમાણે કહી વીણાએ ચાલવા માડયુ, ત્યા રાજકુમારે વીણાનો હાથ પક

ડયો, વીણાનો હાથ પકડયો ત્યા વીણાએ કહ્યુ, રાજકુમાર ! વો કયા કરતે હો !

વીણા— અબચાત

બીચારકે કુચ દીલમે મેરા હાથ છોડદો
સંસારી હોજી આપ અન્યસે પ્રીતી જોડદો
હમહે જોગી ફક્કડ બોલો હમસે કામ કયા
જોગીયુકુ પકડનેસે કહો આરામ કયા
હેરાન કયુ કરો હમે બનકે બેવફા
આયાગા બાબા હમેરા હોવેગા ખફા

વીણાએ કહ્યુ, રાજકુમાર ! મેરા હાથ છોડો, મેરે બાબા આયગા, તો ખફા હોગા રાજકુમારે કહ્યુ, શુ તમારે પણ તમારા બાબાની બીક રાખવી પડે છે કે ! વીણાએ કહ્યુ, કયુ ન રખે, દુનિયાદારી મેતો રખનીજ ચાહીએ. રાજકુમારે કહ્યુ, તમારે જોગીને દુનીયાદારી કેવી ! વીણાએ કહ્યુ, દુનિયામે રહેવે તો દુનિયાદારી કેસે તજે, માયાસે છુટે વો, દુનીયાસે છુટે નાહી, દુનિયા કબ છુટેગી કે યા દેહમેસે આત્મા ચલા જાયગા, યા દેહ છુટેગી તબ દુનિયા છુટેગી, ઓર દુનિયામે રહે તો દુનિયાદારીમે રહેના ચાહીએ અબ મેરા હાથ છોડદો, કોઉ દેખે ગાતો કયા બીચાર કરેગા ! રાજકુમારે કહ્યુ, મારા મનનુ સમાધાન થયા શીવાય કદાપી છોડનાર નથી વીણાએ કહ્યુ, જરા સુનો !

વીણા—કુમાર—　　　ગાયન

અલગ હો કુવર મેરે અ ગમે
હમ સમરતે હે નાથ　　　　અલગ હો.
બન જ ગલકે બાસી હમેરે
હે હમ જોગીયો કે બાલ

કુમાર—હમે છીએ પ્રજાપાળ

વીણા—અલગ હો કુવર મેરે અંગસે
દેખે પ્રજાકા પાળ તુમેરે
નહી પીછાને પ્રેમી ર ગ
પ્રેમળ બાળા બીચારીકે
ડાલે ર ગ મેં ભ ગ　　　　અલગ૦
વ્હેમ ગીરી ગયા અ ગમેરે
દીયા છોડ ઇસકે સ ગ

કુમાર—હાથરે ગુમાવ્યુ રત્ન હાથથી
ધરમ કષ્ટ સીર પ્રસ ગ

વીણા—　　　　　　　　　　અલગ૦

વીણાએ કહ્યુ, કુવરજી ! અબ મુજે છોડદો, રાજકુમારે કહયુ, પ્રથમ મને સ્ત્રી હત્યાથી છોડાવો, પછી સુખેથી જાઓ. વીણાએ કહયુ, સ્ત્રી હત્યા કરનેવાલા કોઉ તરેહસે છુટ શકતા નહી, રાજકુમારે કહયુ; તો તમારી સાથે રાખો, અલખ સમરીશ, અને ભવસાગર તરીશ વીણાએ કહ્યુ,

નાહક જીદ કયુ કરતેહો, હેરાન કરતેહો, રાજકુમારે કહ્યુ, ચાહાય તે થાય પરન્તુ સ્ત્રી હત્યાથી છોડાઓ, નહીતો સાથે રાખવા કબુલ થાઓ, તે શીવાય કદી છોડનાર નથી

વીણાએ કહ્યુ, હા! હા! અબ મુજે યાદ આયા, હમેરે બાવાજીકી પાસ મદર હય, સાક્ષાત દેહધારી સાલી-ગરામ અદર હય વો તુમો સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત સુનાયગા સ્ત્રી હત્યાસે છુટાયગા, રાજકુમારે કહ્યુ, તો તમારા બાવાને બોલાવો, ને સ્ત્રી હત્યાનુ પ્રાશ્ચીત સભળાવો રાજકુમારે કહ્યુ, ત્યા વીણાએ (ધમાને) બુમ પાડી, બાબા ઇધર આઓ, ઓર વો રાજકુમારકુ સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત સુનાઓ

ધમો, રાજકુમાર પાસે આવ્યો, અને કહ્યુ, બેટા સાલગરામકા મદર અદર લાતહુ, ઓર રાજકુમારકુ સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત સુનાતાહુ વીણાએ કહ્યુ, બાબા! મે બાજુમે જાતીહુ, અભી આતી હુ તુમ સાલીગરામકા મદીર લાઓ ઓર રાજકુમારકુ સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત સુનાઓ

ધમાને ઉપર પ્રમાણે કહી વીણા પોતાનો જોગણુ વેશ દુર કરી પોતાનો પોશાક બદલવા બાજુમા ગઈ, ત્યા ધમાએ કહ્યુ, રાજકુમાર! જરા આઈએ મદરકો હાથ લગાઇએ, રાજકુમારે તથા ધમાએ બને જણાએ મળી પેલી પેટી કે જેમા જાલમસીહને સપડાવ્યો હતો તે મહેલમા આણી

પેટીને જોઇ રાજકુમાર અચબો પામ્યો, અને કહ્યુ,

અરે ! એતો એજ પેલી ઘોજારી પેટી ! ધમાએ કહયુ, અરે પેટી બેટી કાયકી ! વોતો સાલીગરામકા મદર હય, સાક્ષાત દેહધારી સાલીંગરામ અદર હય રાજકુમારે કહયુ, બહુ સારૂ બુઢા બાવાજી ! હવે સ્ત્રી હત્યાનુ પ્રાશ્ચીત સુણાવો સ્ત્રી હત્યાથી છોડાવો ધમાએ કહ્યુ, રાજકુમાર ! જો આ સાલીગરામ બોલેગા, વોહી કરના પડેગા, રાજકુમારે કહ્યુ, જે કહેશે તે કરવા તૈયાર છુ, ધમાએ કહ્યુ તો આપ શરીરપે શસ્ત્રો ધારન કરકે તયાર બનો, બાદ સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત સુનો રાજકુમારે કહ્યુ, શસ્ત્ર ધારણ કરણ કરવાની જરૂર શી છે?

ધમે કહયુ, આપ ક્ષત્રી હો, ઉસીરીતે કરના ચાહીએ, આપ આપકા ધર્માનુસાર તયાર હોનેકા નહી, વહાતક સાલી-ગરામ તુમેરેકુ સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત સુનાનેકા નહી ધમાની આ વાત સાભળી રાજકુમાર શસ્ત્રો સજી સજ થઈ પેટી પાસે ઉભો રહયો, ત્યા ધમે કહયુ કુવરસાહેબ બરાબર સ્ફુરતીમે રહેના અબીમે સાલીગરામકો બુલાતા હુ, ઔર સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત સુનાતાહુ

આ પ્રમાણે રાજકુવર સ્ફુરતી ધરી ઉભો, ત્યા ધમે કહયુ, સાલીંગરામજી, સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત સુનાઓ, બોલો? બોલો! ધમો બોલી રહયો, ત્યા પેટીમાથી વનસમીએ કહયુ, ખોલો ખોલો, રાજકુવર અચબો પામ્યો ને કહયુ

આશુ ! ધમે કહયુ, કુવરસાહેબ ! સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત દીખલાતાહુ, એ પ્રમાણે કહી પેટી ઉઘાડી ત્યા જાલમસીહ ઉભો થયો, તેને કુવરના કબજામા બરોબર લેવડાવી કહયું, દેખો યે સ્ત્રી હત્યાકા પ્રાશ્ચીત આપો આપજાહે

રાજકુમાર જાલમસીહને જોઈ અચબો પામ્યો, અને કહયુ અરેઆતો એજ ! હરામી સતદાસ ! બોલ્ય હરામી ! વીણા કહા ? જાલમસીહે ભાગ્યા તુટયા શબ્દોમા કહયુ હમ ઇસકુ જમીનમે દાટને જાતેથે, વ્હાંસે ભગ ગઇ ધમે કહયુ, પાપીઆ ! મ્હોતની છેલ્લી છડીએ પહોચ્યો, હવે તો કાંઇ સાચુ બોલ, એ પ્રમાણે કહી બનાવટી દાઢી મુછ દુર કરી રાજકુમારને કહયુ, કુવરસાહેબ ! હુ બુઢો સિદ્ધ નથી, અને જાલમસીહના દાઢી મુછો બનાવટી હતા તે ખેચી કાઢીને કહયુ, આ સતનાથ પણ નથી, આ ઠાકોર જાલમસીહ, ને હુ ધમલો માળી.

ધમાના આ શબ્દો સાંભળી રાજકુમાર અચબો પામ્યો અને કહયુ, કોણ જાલમસીહ ? અને ધમલો માળી ! ધમે કહ્યુ હા હરામીએ મને ચઢાવી વેલીનો ભવ બગડાવી છેવટ ઠગાઇની બાજી ચલાવી વીણા દેશને ખાનારી ડાકીની છે તેમ જાહેરમા લાવી તમને ઉપાડી જવાની દાનતે પેટીમા પુરાવી મગાવી, હમારી ઠગાઈ ગઇ ફાવી, અને વીણા સહ પેટી આવી, પેટી ઉઘાડી મે વીણા બ્હેનને

બહાર કાઢયા, તેમણે મને બોધના વચનો સુણાવ્યા, ત્યા મારી મતી ઠેકાણે આવી, ને વીણા બાએ યુકિત બતાવી, તે યુકિતથી આ પાપીઆને પેટીમા દીધો સપડાવી તમારો વ્હેમ દુર કરવા પેટી અત્રે લાવી વીણાબાસહ અમો આપની પાસે આવ્યા

રાજકુમારે અધિરા થઇને પુછયુ વીણા કયા ' ધમાએ કહ્યુ, પ્રથમ આ પાપીને યોગ્ય સજા કરો, પછી વીણાબા આવે છે રાજકુમારે ચાર સીપાઇઓને બોલાવ્યા અને જાલમસીહને બાધીને ડુગર ઉપરથી ફેંકી દેવાની સીપાઇઓને આજ્ઞા કરી આ પ્રમાણે આજ્ઞા થઇ ત્યા જાલમસીહને સીપાઇઓએ પકડયો અને આગળ કર્યો, આ પ્રમાણે સજા ઉઠાવાની આવી તેથી છેવટે જાલમસીહે કહ્યુ, મુવો, મુવો, હાય હુ મુવો, બીજાને નાખવા જતા જાતેજ પુર્યો કુવો

જાલમસીહ— દુહો

કરવુ તેવુ પામવુ, જુવો નજર દ્રષ્ટાન
મુજ સમ પાપી જગ વીશે આમજ આવે અત

આ પ્રમાણે જાલમસીહને સીપાઇઓ લઇ ગયા, ત્યા રાજકુમારે કહ્યુ, વીણા કયા ' ધમે કહ્યુ આવે છે, જરા શાન્તિ રાખો આ પ્રમાણે ધમો કહે છે ત્યા નેપથ્યમાથી અવાજ આવ્યો

**વીણા—**

વ્હેમ ટળ્યો રૂદીયા તણો હૃદય વળ્યુ પ્રિત પથ
સત્ય સહાયક શ્રીહરી દુખના આવ્યો અત

રાજકુમારે કહ્યુ, અરે એનો એજ સ્વર ! નક્કી વીણા સુદરીનોજ ? આવ આવ વહાલી ! તારા પાપી પતીને ભેટ પાછો બીજીવાર નેપથ્યમાથી ઉચ્ચાર થયો

વીણા—તન તરૂવર મન છાયડો શીતળ પ્રેમી નીર
તાપ નીવારી નાથજી ! બેશી પીઓ ધરી ધીર

છેટેથી વીણાને આવતી જોઇ રાજકુવર સામો ગયો અને વીણાને ભેટી પડ્યો વીણાને રાજકુમાર ભેટયા. ત્યા બનેની આખોમા હર્ષના આસુ આવ્યા રાજકુમારે કહ્યુ, સુદરી ! હુ તમારો અપરાધી છુ, માટે મને ક્ષમા કરો વીણાએ કહ્યુ, નાથ ! એ શુ બોલ્યા ! સસારના રગ ઢગ ન્યારા છે, ફરબથી મ્હોટા મ્હોટા ફસ્યા, તો તમો કોણ ! ભગવાને પાર્વતીનુ રૂપ લઇ ભષ્માસુરને ભોળવી માથે હાથ મુકાવ્યો, પાર્વતીએ ભીલાણીનુ રૂપ લઈ શકરને ભરમાવ્યા, તો એવા દેવ દાનવો ભુલ્યા છે, તો તમોને હુ તો એક પામર પ્રાણી છીએ

રાજકુમારે કહ્યુ, વ્હાલી ! તને વીતવામા બાકી રહી નથી વીણાએ કહ્યુ, નાથ ! જો આ ધમાની બુદ્ધિ ઠેકાણે આવી હોત, તો આ વખત આવત નહી, પણ



વેલી- વીણાનો હાથ રાજકુમારને સોંપે છે ને એક
ટુંક શિક્ષા સમજાવે છે

વેલી- સ્ત્રીના ધર્મ અજબ છે બ્હેની,
કહી સમજાવું હું આચાર (પાનું ૧૨૩)

EDWARD P AHMEDABAD

પ્રભુ કૃપાએ તેની બુદ્ધિ ઠેકાણે આવી, ને આવી આનંદની ઘડી પ્રભુએ બતાવી રાજકુમારે કહ્યુ, પણ તમને હેરાન મેળવનાર તેજ હોને !

વીણાએ કહ્યુ, નાથ ! જગતથી ભલભલાની બુદ્ધિ બગડે છે તો આતે કાણ ! હરામી જાલમડાની સંગે રહવાથી આની મતી બગડી હતી, પરંતુ બોધ વારીથી તે બીગાડ દુર થયો, ને મતી સ્વચ્છ થઈ, તેને મે ધર્મનો ભાઈ કહયો છે, ને તમારા દરબારમા યોગ્ય જગ્યાએ દાખલ કરી દેવાનો છે. (ધમાને) ધમા ! હાલતો તુ મહેલમા જા ધમે કહયુ, બહુ સારૂ બા જાઉછુ, એમ કહી બનેને નમી મહલના ગયો

ધમો ગયો ત્યા રાજકુમારે કહ્યુ સુઘડ સુંદરી ? હવે તમારી શુ ઈચ્છા છે જે ઇચ્છા હોય, તે સુખેથી જણાવો વીણાએ કહ્યુ, નાથ ! દુ ખનુ વાદળ દુર થઈ સુખ સુર્ય ઉદય થયો છે, ખામીમા ખામી એજ કે આ સર્વ હકીકત મારા પીતાજીને જણાવાની ઈચ્છા છે, જેથી તેઓ દુપદનો પસ્તાવો કરી પાપ કર્મ ખપાવે.

રાજકુમારે કહયુ, શું કરવુ ! વીણાએ કહયુ, આપ અત્રેથી એક પત્ર લખો, તેમા લખવુ કે તમારી પુત્રી તમોને મળવા આતુર છે. તેથી પત્ર વાચી તુરત આ ત

## પ્રકરણ ૧૩ મુ

છાજ્યા નહી અભીમાન, જગતમા કોને જાણો,
રામે રોળ્યો દસ શીશ, અભીમાને પરમાણો



વેલીને લઇને તાતોલખા ગવઇઓ નાશી ગયો હતો, તેણે વેલીને નાચનારી બનાવી હતી, મુળે વેલીને નાચવાનો શોખ હતો તેથી તે નાચતા શીખી હતી, એટલે ગવઇઓ વેલીના નાચવા ઉપર નિર્વાહ ચલાવતો હતો એમ ફરતા ફરતા તાતોલખા તથા વેલી જોધપુર આવી પહોચ્યા

જોધપુર શહેરનો વૈભવ, ગામની બાંધણી વીગેરે જોઇ, વેલીને મનમા લાગી આવ્યુ, અને તે ગમગીનીમા ગીરફતાર બની તેણે મન સાથે કહેયુ, વાહ ભગવાન તારી લીલા ! જે જોધપુરના દરબારમા રાજ ગણી થઈ માણવુ ધાર્યું હતુ, તે જોધપુરમા નાચનારી તરીકે આવી છુ,

આ પ્રમાણે વેલી ગમગીનીમા ગીરફતાર બનેલી વીચારમા ગુથાએલી હતી, ત્યા તાતોલખાએ કહ્યુ વેલી ! દેખો વો જોધપુરકા દરબાર હે, નાચ બરાબર કરના, સમજ ગયે વેલીએ કહ્યુ, તાતોલખાજી ! જોધપુરના દરબારમા નાચવામા મારો પગ નહી ઉપડે

તાતોલખાએ કહ્યુ, કયો ! વેલીએ કહ્યુ, જે દરબારમા મે ગજરાણી થઈ માહાલવા ધારેલ, તે દરબારમા નાચનારી થઈને નાચવાનુ કામ મહારાથી નહી બને. તાતોલખાએ કહ્યુ, એસા ઉમદા દરબારમેંસે અછા ઇનામ મીલનેકી આશા હે, વો કામ તેરેસે નહી બને ? વેલીએ કહ્યુ, ના નહી બને તાતોલખાએ કહ્યુ, એસે મોખે ગુમાયગી, તો ફીર છોટે રજવાડેમે કયા પાયગી ? મોસમ ગુમાયગી, તો ફીર કયા ખાયગી ? રાખ કે ધુલ

વેલીએ કહ્યુ, ચહાય તેમ હો, પરંતુ આ દરબારમા તો કદાપીકાળે હુ નાચનારી નથી, તાતોલખાએ વેલીની હઠ જોઇ વેલી સામે ચાબુક ઉપાડી, અને બે વાર ફટકા લગાવી કહ્યુ, કયોં નહી નાચેગી કયા ?

વેલીને ચાબુકના ફટકા પડયા, ત્યા વેલીએ કહ્યુ, નાચીશ. તાતોલખાએ કહ્યુ, યા ચાબુકમે ગુન અજબ હે, ફ્રાગણુ કીયા હે કે, ' બુધે જાર બાજરી, બુધે નાર પાધરી, બુધે ડોબુ દોહાવા દે બુધે છોકરુ છાનુ રહે " કહેવતાનુસાર ચાબુક પડયા કે કેમી ઠેકાણે આઈ, ચલો અબ વો ગાના શરૂ કરો વેલીએ ગાવાનુ શરૂ કર્યુ

તોરા દાવર દર દાયોં શાહા

વેલીએ ગાવા માડયુ ત્યા બેસુરૂ ગાયન જોઈ તાતોલખાંએ ચાબુ પાડયા ને કહ્યું, તોરે દાવર દર દાયોં શાહા.

યહ બેસુરા ગાયન કાહાસે શીખલાઇ વોહ ચાલુ કરો.

વેલીએ કહ્યુ, કીયુ? તાતોલખાએ કહ્યુ વો ફુલનકી બહારકા! વેલીએ ગાયન શરૂ કર્યુ

ગાયન

(પ્યારે તોરે અગમે) એ રાહ

પ્યારે તોરે ચમનમે ફુલનકી બહાર હો
ચમનમે બહાર હો, સુમનકી બહાર હો. પ્યારી૦
રાજનસે રજી રહો, સાજનમે સજી રહો,
તાજ તેરે ગજકા, ચાહ ઓર પ્યારહો પ્યારી૦

શેઅર

હો મુબારક હમે અય ખુશીકા દરબાર કીયા
ખલ્કકે ખાવીંદને શુભ અવસર વોહ દીયા
શાહ દુલહા રહેતા હશ્ર રહો આબાદ જોડી
ઉસકો હાસીલ હો ખુશી, અલ્હાદિ વિઘ્ન ત્રોડી –રાજનસે૦

તાતોલખાએ ખુશી થઇ કહ્યુ, હા! વોહ ગાના ખાસ જોધપુરકે દરબારકે લીયે બનાયે હે, ઓર વોહ ગાનેપે અચ્છા ઇનામ લેનેકા હે, સમજ ગયે અબ ચલો દરબારમે જાનેકી તેયારી કરકે દરબારમે જાવે (જાય છે).

રાજા રાયસીંહ ઉપર જોધપુરના રાજકુમારનો પત્ર આવી પહોચ્યો પુત્રીનો પત્ર વાચી રાજા રાયસીંહ ખુશી થયા, અને રાણીને એક સેવકદ્વારા બોલાવી રાણી આવી, ત્યા રાજા રાયસીંહે કહ્યુ, આજે ઘણે દહાડે પુત્રીએ યાદ

કેવા લાગે છે એવ અતુલીત રાજવઈભવમા માતા પીતા ક્યાંથી યાદ આવે, આજે વળી કેઇ દીશાનો વાયુ વાયો હશે કે પત્ર લખ્યો

ગણીએ કહ્યુ. પ્રાણનાથ! આજ દીન સુધી મનને ચીંતા હતી, કે પુત્રીને પરણીને ગયે આજ ત્રણ ત્રણ વરસ થવ આવ્યા પણ નહી ખર કે ખબર આજે આ પત્ર વાચી આનદ પ્રાપ્ત થયો છે કહેવત છે કે ' હાથી દરબાર. અને છોરૂ સાસરે મારૂ ” તેનુ કાંઈ નહી, પણ ખર ખબર ન લખી જણાવે, તો મનને ચિંતા થાય તે વાસ્તવીક છે

રાજાએ કહ્યુ પણ મને મળવા બોલાવે છે, તો માટે શુ કરવુ ? રાણીએ કહ્યુ, ત્રણ ત્રણ વરસ થવા આવ્યા, જે પુત્રી એક પળ પણ અલગ રહેલી નહી, તે ત્રણ વરસે મળવા બોલાવે તો આપણે અવશ્ય જવુજ જોઇએ કારણ કે તે મ્હોટા દરબારમા રાજરાણી થઇ તેથી તેને અત્રે આવવાનુ ન બને, પણ આપણે તો જવુજ, કારણ મારૂ મન પણ મારી પુત્રીને મળવા તલપી રહ્યુ છે રાજા રાયસીંહે કહ્યુ, તો ચાલો તૈયારી કરો, આવતી કાલેજ જોધપુર તરફ નીકળી પડીએ, ને આજે રાજ પ્રધાનજીને ભળાવી હુ પણ નીશ્ચિત થઇ જઉ. કારણ લાબી વાટ તેથી વખતે મોડુ વહેલુ પણ થાય, ગણીએ કહ્યુ, બહુ સારૂ તમે રાજકાજથી પરવારો ને હુ બીજી તૈયારી કરૂછુ કહી બને જણ જોધપુર જવાની તૈયારી કરવા ગયા, અને યોગ્ય તૈયારી કરી જોધપુર જવા રીસાલાસહે નીકળી પડયા

# પ્રકરણ ૧૪ મુ.

પસ્તાવો કરવો પડે ધરી હું પદ અભીમાન
સંતોષી સુખી સદા ભાગ્ય હોય બળવાન



ધપુરના દરબારમા દરબારીઓ આવી ગયા છે ને દરબાર ભરાયો છે ત્યા છડીદારે નેકી પોકારી જોધાણનાથ પધાર્યાનુ ભાન દરબારીઓને કયુ નેકીનોઅવાજ નાભળી સઘળા દરબારીઓ સ્વસ્થ થઇને બેઠા, અને રાજાજી કચેરીમા આવતા સર્વે જણા ઉભા થયા અને નમીને સલામો ભરી, પછી રાજાજી આસને બેસતા સર્વે બીરાજજીત થયા જોધાણનાથ આસને બીરાજમાન થયા, ત્યા વારાગનાઓએ નાચ શરૂ કર્યો

કંચનીઓ-- નાચ

ધસારેગ રેસાધ પધ સારે સા
સારેગ સારેગ ધપ મગ રેસા
ગરેસા ગરેસા ગરેસા
પપ સા ગરેસા પપ આ ગરેસા-ધસા
સારે સારેગ ધ પ મ ગરેસા, ગરેસા.

પપ સા ગરેસા, પપ સા ગરેસા, પપસા
ગરેસા–ધમા,

કંચનીઓ— ગાયન

આનંદે સખી હળી મળી સંગ કરો રંગ ધારી અંગે ઉમંગ
વાર વાર ધારી પ્યાર એક મેકમાં અપાર
ની ધ પ મ ગ રે સા,
લીયો તાલ દઇ ચોતાલ ધીની તક તક
ધીનીતક તક ધીનીતક તક
તધીન કીટ તક ઉમંગ––આનંદે
તા થૈયા, તા થૈયા, નાચેયા, માચોયા,
ચોયા, માચોયા, મુકોના ચુકોના,
છન નનનન છુમ—આનંદે

કંચનીઓનો નાચ પુરો થયો, ત્યાં જોધાણનાથે કહ્યું, પ્રધાનજી ! આજનો દરબાર ખાસ સતી સુંદરી વીણા માટેજ ભરવામાં આવ્યો છે રાજા રાયસીંહ આજે આવી પહોચવા જોઇએ, છતાં હજી કેમ આવ્યા નહીં, તેનું કારણ સમજાતું નથી પ્રધાનજીએ કહ્યું, કૃપાનાથ ! હવણાં આવી પહોચશે, આ પ્રમાણે રાજા જોધાણનાથ તથા પ્રધાન વાત કરે છે ત્યાં દ્વારપાળ ધમો કે જેને છડીદારની જગોએ દાખલ કર્યો હતો, તેણે કહ્યું કૃપાનાથ! બહાર કોઇ ગવઇઓ આવ્યો છે, અને અંદર આવવા આજ્ઞા માગે છે, જોધાણનાથે કહ્યું સુખેથી પ્રવેશ કરાવ

આજ્ઞા મળતા તાતોલખા વેલી સહ દરબારમા દાખલ થયો, અને જોધાણ નાથને સલામ કરી, જોધાણ નાથે કહ્યુ, તમો કોણ છો, અને કયાથી આવો છો ? તાતોલખાએ કહ્યુ, નેકનામ મહારાજા ધિરાજ ! મે દુર દેશમા રહેતાહુ, ઓર યહ મેરી લડકી નાચનેકા ઓરે ગાનેકા કામ કરતી હે ઓર મે બજાતાહુ, આજ આપકે શહેરમે આયે ઓર સુનેકી આપને આજ ખુશાલીકા દરબાર ભરી હે, ઉસલીયે મુજરા કરનેકુ આયે હે પરવર દીગાર. આ પ્રમાણે વાત ચીત ચાલે છે ત્યા રાજકુમાર આવ્યો, અને રાજા રાયસીહ આવી પહોચ્યાના સમાચાર તેના પીતા જોધાણ નાથને કહી પોતાના આસને બીરાજમાન થયો, કુવર બીરાજમાન થયો, ત્યા રાજા રાયસીહ આવી પહોચ્યા

રાજા રાયસીહ આવ્યા તેથી જોધાણનાથે તાતોલખાને કહ્યુ, તમો બાજુમા ઉભા રહો, તમારો મજરો પછીથી કરાવીશુ, રાયસીહ રાજાએ દરબારમા પ્રવેશ કરી જોધાણનાથને સલામ કરી, જોધાણનાથે તેમની સલામ માનપુર્વક ઝીલી અને કહ્યુ, રાજાજી ! પ્રથમ સસરો જમાઈ મળો, સસરા જમાઇને મળવાનુ કહ્યુ ત્યા રાજકુમાર આસનેથી ઉઠી રાજા રાયસીહ પાસે આવ્યો રાજકુમારને નહી ઓળખવાથી રાજા રાયસીહ વીચારમા પડયો

અને વીચાર કર્યો કે કુવર બીજા આવનાર હશે, આ તેમનો નાનો કુમાર હશે, એમ વીચારી કહ્યુ. પણ કૃપાનાથ ! મારી પુત્રી કયા ?

જોધાણનાથે કહ્યુ, રાજાજી ! હાલજ આવે છે આજનો દરબાર ખાસ તેના માટેજ ભરવામા આવ્યો છે. એ પ્રમાણે જોધાણનાથે કહ્યુ, ત્યા વીણાસુદરી સલજ કચેરીમા આવી, અને પોતાના પીતાને સવિનય પ્રણામ કર્યા

રાયસીહે કહ્યુ, દીકરી વેલી ! ખુશીમા તો છોને ? વીણાએ કહ્યુ, પીતાજી ! ભુલ્યા, વેલી નહી, પણ વીણા-વીણાનુ નામ સાભળી રાજા અચબો પામ્યા, અને કહ્યુ. અભાગીણી વીણા ! બોલ્ય વેલી કયા ? અને તુ અહી આ કયાથી !

રાયસીહે આ પ્રમાણે સવાલ કર્યા, ત્યા રાજકુમાર કે જે પાસે ઉભો હતો, તેણે કહ્યુ, રાજાજી ! ભાગ્યની બાજી વીણાસુદરી જીતી છે, ને વેલી હારી છે, જે કઠી-આરાને તમોએ વીણાનો હાથ સોપ્યો હતો, તેજ હુ પોતે અમરકુમાર, જોધપુરનો રાજકુમાર (ધમાને ચોબ-દારના વેશમાં રાયસીહે જોયો અને કહ્યુ) ત્યારે જે રાજકુમારને મે વેલીનો હાથ સોપ્યો હતો, તેતો આ ચોબદારના પોશાકમા ઉભો છે, ધમે પાસે આવી કહ્યુ, હા હુ તેજ બનાવટી રાજકુમાર ધમલો માળી, પણ હાલ

તો જોધપુર દરબારનો ચોબદાર

આ વાત સાભળી રાજા રાયસીહ અચંબો પામ્યા, અને કહયુ, વેલી કયા ? ધમાએ કહયુ, તાતોલખા ઉપાડી ગયો તાતોલખાનું નામ આવ્યુ ત્યા તાતોલખાના પગ ધ્રુજવા માડયા, અને નાચનારીના પોશાકમા વેલીએ દરબારની વચમા પસ્તાવારૂપ ગાયન ગાવુ શરૂ કર્યું

ગાયન

કરમે લખેલુ જે, ભોગવવુ નીશ્ચે તે
અભીમાન દુ ખ સુખ છે—કરમે૦
હુ પદ પત્થર નાવમા બેશી મુરખજે
ભવસાગર તરવા ચહે, નીશ્ચે ડુબે તેહ—કરમે૦
મોતી સોપ્યુ મન કરી નીકળ્યુ આકળ નીર
સોનુ સમજી સ ગ કર્યો કર્મે મળ્યુ કથીર
સુઘડ નાર ભાગ્યે મળી જેને
સુખે સુવે નર તેહ—કરમે૦

રાજા ગયસીહ આ માર્મીક ગાયનથી અચ બો પામ્યા અને વેલીને ઓળખીને અચ બો પામીને પુછયુ, કોણ દીકરી વેલી ? વેલીએ કહ્યુ, પીતાજી ! હુ આપ જેવા રાજવી પીતાની પુત્રી અને બ્હેન વીણા ! હુ તમો જેવી કેળવાયેલ સુદરીની બ્હેન થવાને લાયક નથી અભણ માતાએ અભીમાન પર્વતની ટોચે ચઢાવી, મ્હોટા રાજ-

કુમાર સાથે વગી, પરતુ ભાગ્યનો વીચાર નહી કર્યો પાપી જાલમસીહે ધમાને રાજકુમાર બનાવી આ દશા લવરાવી હરામી ગવઈયાએ નાચનારી બનાવી દેશોદેશ રખડાવી છેવટે દશાના બળેજ તમારો ભેટો થવાનો તેથી આ સ્થળે આવી

વીણાએ કહ્યુ, બ્હેન વેલી! નાહકનો વીતી વાતનો શોક કરવો નકામો છે હવે તુ મારા મહેલમા જ રહે ને તારૂ દીલ ચહાય તેમ કર આ સર્વ તારૂ પોતાનુ સમજી તુ અહીંઆજ રહે ભાગ્યમા લખ્યુ હતુ તે પ્રમાણે બન્યુ, હવે શોક કરવો નકામો છે એક સિદ્ધાત સ્વામીએ કહ્યુ છે, તે સાભળ

વીણા-- ગાયન

લીખા લેખ બિધિને વોહ અબ ટાર ના મીટે
કીજીએ લાખ ઇલાજ પર હોન હાર ના મીટે
સુખ કંદ સચ્ચિદાનદકો સ્મર સદા પ્રાની
હોવે કલીમલ ખાક બીનકાર ના મીટે-લીખા૦

માટે બ્હેન હવે પ્રભુમા ચીત્ત લગાડ કે જેથી બેડો થાય પાર, આ ભવ તો બગડયો, પણ પરભવ સુધાર વેલીએ કહ્યુ, બ્હેન વીણા! મારી પણ ખાસ એ જ મરજી છે. પીતાજી! આ દીન બાળકીની એક અરજી છે ગયસીંહે કહ્યુ, દીકરી! તારો જન્મારો બગાડનાર હુ જ પાપી છુ. હુ જ પાપી છુ

વેલીએ કહ્યુ, પીતાજી! તમારે શુ? તમે તો જોધ-પુરનો રાજકુમાર જોઇને વરાવી હતી, પણ કરમે માળી નીકળ્યો, તેમા તમારો શું દોષ ધન્ય છે બ્હેન વીણા તમારી ટેકને! ભાગ્ય ઉપર આસ્તા રાખી બેઠા, અને ન ડગ્યા, તો આ સાહ્યબી મળી, આસ્તા ફળી અને તમે કહેલુ કે સુઘડ નાર નર સુખે સુનારો તે અક્ષરે અક્ષર કરી બતાવ્યુ પીતાજી! મારી અર્જી કબુલ કરો. રાયસીંહે કહ્યુ, શી! વેલીએ કહ્યુ આ સસાર સર્વ અસાર છે સ્વપ્નવત્ત છે આ ભવનુ તો બગડયુ પણ પરભવનુ સુધારવા જોગણ થઇ મઠમા રહેવાની આજ્ઞા આપો

વીણાએ કહ્યુ બ્હેન વેલી! અમારા મહેલમા રહો અને સુખેથી પ્રભુનુ નામ ચિત્તમા રાખી રહો, મઠમા જોગણ થઈ રહેવાથી શુ વિશેષતા છે વેલીએ કહ્યુ, બ્હેન વીણા! વીશેશતા તો બીજી કાંઈ જ નથી, પણ માયા ઉપાધીમા રહીને પ્રભુ ભજનમા ચિત્ત ચોટશે નહી, માટે ખુશી થઇ આજ્ઞા આપો, પીતાજી તમારા નામને ઝાખપ નહીજ આવવા દઉ, તેની ખાત્રી રાખજો, ઈશ્વરની એવીજ મરજી છે.

વેલી-- ગાયન

હવે મને ભેખ લેવાદો, હરીનું ધાર્યું થવાદો

પ્રભુગુણ પ્રેમે ગાવાદો, નશીબનો મેલ જાવાદો
સંસારી જાળ છોડવાદો, મને સંતોષ સીંચાવાદો
પુરવ ભાથુ જમાવાદો--હરી૦
ભવદધી સાગર છે ખારો, બગાડયો જન્મારો મારો
કરૂ પરભવનો સુધારો, ખુશીથી આજ્ઞા મુજનેદો--હરી૦

માટે પીતાજી ! ખુશી થઇ રજા આપો, બ્હેન તમો પણ રજા આપો ગજાગયસીંહે કહ્યુ, તારી માતુશ્રી અત્રે આવેલ છે, તેમને અત્રે દરબારમા બોલાવેલ છે, તે તેઓ આવે તેમની આજ્ઞા પ્રથમ લે આ પ્રમાણે વાત કરે છે, ત્યા વેલીની માતુશ્રી ( રાજા ગયસીંહની રાણી ) દરબારમા આવી, અને વીણાને રાજ રાણીનો, અને વેલીનો નાચનારીનો પોશાક જોઈ અચબામા પડી, રાણી આવી ત્યા વીણાએ પ્રણામ કર્યા, અને વેલી પણ પ્રણામ કરી ગદગદીત કંઠે, માતુશ્રીને ભેટી પડી

વેલીનો શોકમય ચહેરો, તથા નાચનારીનો પોશાક જોઈ રાણીએ કહ્યુ, બ્હેન ! તારો આવો સ્વાગ કેમ ? અને તને આવો જોધપુરના દરબારનો વઇભવ આપ્યો, છતા ઉદાશી કેમ ? અત્રે કયાથી ? આનું કારણ કાઈ સમજાયુ નહી

વેલીએ કહયુ, માતાજી ! તમેતો ઘણોએ જોધપુરના દરબારનો વઇભવ આપવા ચાહયો, પણ તે મારા

નશીબનો હોય તો મને મળેને? તમે વીણાને એક કંગાલ કઠીયારો જોઈ વરાવી, પણ તેના નશીબમા રાજ રાણી, અને તે પણ આવા જોધપુરના દરબારની ગજ રાણી થવુ લખેલુ, તે કેવી રીતે મીથ્યા થાય

રાણીએ કહ્યુ, શુ તેણે તારો વઈભવ છીનવી લઈ તારા આહાલ કર્યા! વેલીએ કહ્યુ, માતાજી! કોઈનુ કરમ કોઈનાથી છીનવી લેવાતુ નથી માતાજી! મારી આ દશા કરનાર મારૂ ભાગ્ય, અને બીજા ખાસ તમોજ છો રાણીએ કહ્યુ, શુ હુ તારૂ બુરૂ કરનાર! વેલીએ કહ્યુ, હા, જન્મથી મોઢે ચઢાવી ખરી કેળવણી નહી આપી, અને અભીમાનના પહાડ ઉપર ચઢાવી, તેથીજ આ દશા આવી તમોએ વીણાને દુખી કરવા મારા પીતાજીને ઉસ્કેરી અભીમાની બનાવ્યા અને બાપકર્મી કહેવગાવવાની હઠ પણ તમેજ લેવડાવી હુ મુરખી અને અજ્ઞાન, કે હુ બાપકર્મી કબુલ થઈ, પરતુ સદ્ કેળવણીથી કેળવાયેલી બ્હેન વીણાએ એવા અભીમાનના વચનો કબુલ નહી કરવા સાથે પીતાજીને શીખામણ આપી, અને કહ્યુ કે આ અભીમાન તજો, પરતુ પીતાજી એમજ હઠે ચઢયા કે હુજ તમોને સુખી કે દુખી કરી શકુછુ એજ હુપદે મારી આ દશા થઈ, અને નશીબ બળે બ્હેન વીણાની જીદગી સુધરી ગઇ

તમોએ તો જોધપુરનો રાજકુમાર જાણી વરાવી, પણ તે માળી નીકળ્યો, અને મારી આ દશા આવી વીણા બ્હેનને કંગાલ કઠીયારા સાથે વરાવી છતા વીણા બ્હેન એકની બે ન થઈ, અને નશીબનાજ આધારે રહી, તો તેના નશીબે, અને સદ કેળવણીના પ્રતાપે કઠીઆરાને સાહેબ-બીરત બનાવ્યો, અને છેવટે જોધપુરના રાજકુમાર નીકળ્યા, અને આવા ઉત્તમ વઈભવને પામી ગઇ માતુશ્રી ! વીશે-શમા એટલુજ કે તણે કહ્યા અક્ષરે અક્ષર સુધડનાર નર સુખે સુનાર તે સત્ય કરી બતાવ્યો, અને તમારૂ નામ દીપાવ્યુ

રાણીએ કહ્યુ, ખરૂ છે બ્હેન ! કહેવત છે કે "ખોદે તે પડે." તેમ તને જોધપુરનો વૈભવ આપવા અને તેને કંગાલ બનાવવાનો વિચાર ધાર્યો, પરંતુ ધાર્યું ધુળ મળ્યુ, જોધપુરની રાજગાદીના વૈભવ તેને મળ્યો, અને તુ આ દશાને પામી આ દાખલો દરેક વાચકવૃંદે લેવાનો છે, કે મારી માફક પોતાનુ સુધારીપરનુ બગાડવાની મતી કરશે, તો પોતાનુ નહી સુધરતા સામાનુજ સુધરશે, અને છેવટે મારી માફક પસ્તાવો કરવો પડશે બ્હેન વીણા ? માબાપના નામને દીપાવનાર દીકરી વીણા ! મે તારૂ બ-ગાડવામા બાકી મુકયુ નહતુ પરંતુ તારૂ બગાડવા જતા મારૂજ બગડયુ, અને તે માટેની માફી આપી આ તારી

પાપીણી અપ્પર માતાને કૃતાથ કર

વીણાએ કહયુ, માતાજી ! પીતાજી ! એ બાબતમા માફી આપવા જેવુ છેજ નહી, કારણ હુ તો પ્રથમથીજ કહેતી આવીછુ, કે હુ તો ઉદ્યોગના ભાઈ ભાગ્યની ભગતાણીછુ, અને ભાગ્યથી કરીને જે મળે, તેમાજ સતોશીછુ, તમે રાજકુમાર જોઇ વરાવી હોત, પરતુ માગ નશીબમા દુખ હોત તો તમો સુખ શીરીતે કરત, વેલીને ઘણાએ સુખ કરવા ગયા, પણ તેના નશીબમા સસાર બગાડવો લખેલો તે કયાથી સુધરે, માટે માતાજી તમારો કાઈજ દોશ નથી, ભાગ્યમા લખ્યુ હોય, તે બને જવાનુ

વેલીએ કહયુ, માતાજી ! મને જોગણ થવાની રજા આપો. આ ભવતો બગડયો, પણ આવતો ભવ સુધારવા દો, સસારની મીથ્યા માયા જાળથી મુકત થઇ હરીમાં ચીત લગાડવા દો જુઠાને છોડી સાચામા મન લગાડવા દો, એક મીથાત સ્વામીએ કહયું છે, તે સાભળો

વીણા– ગાયન.

જુઠા યહી સસાર હય છોરદે માયા સભી–જુઠા
આખીર ફના હોનાર હય મોરદે માયા સભી–જુઠા
કચ્ચી કાયા, જુઠી માયા, સુર્યકી છાયા સમજ
દીલમે તેરે અહકાર હય, તોડદે માયા સભી–જુઠા.
જનમ્યા વો જાતે સભી, ખીલ્યા વો ખીર જાય,

ઉદયકા હોના અસ્તહે, કાલ પીડ કો ખાય-છોર

માટે માતાજી! જનમ્યુ તે તો જવાનુ જ ખીટ્યુ તેતો મરવાનુજ, ઉદય તેનો અસ્ત છેજ કારણ સર્વને બાટ છે, તો ખુશી થઇ આજ્ઞા આપો કે જોગણ થઇ મઠમા રહી અલખ સભારૂ, અને પરભવ સુધારૂ

વીણાએ કહ્યુ, માતાજી! તેની એમ ઇચ્છા છે, તો ખુશી થઇ આજ્ઞા આપો બહેન વેલી! જોધપુરનીજ ભાગોળ મઠ તૈયાર કરાવી આપીશુ, ત્યા રહો અને અલખનીરજન યાદ કરો બહેન! તારી એવીજ ઇચ્છા છે. તો પ્રભુ પુણ્ય કરો, અને ભવસાગર તરો, માતાજી તમો પણ ખુશી થઇ કબુલ કરો, રાણીએ કહ્યુ, બહુ સારૂ, બહેન વીણા! તેની એવીજ ઇચ્છા છે, તો હુ ખુશીથી રજા આપુ છુ

રાણીની રજા મળતા વેલી ખુશી થઇ, અને રાજા રાયસીંહ તથા રાણીને કહ્યુ, પીતા માતા! આજના મગલ અવસરમા વીણાનો હાથ રાજકુમારના હાથમા આપો એટલે ફરીથીજ વગાવતા હો તે પ્રમાણે વીણાનો હાથ રાજકુમારના હાથમા આપો

રાજા રાયસીહ તથા રાણીએ વીણા તથા રાજકુમારને પાસે બોલાવી વીણાનો હાથ રાજકુમારના હાથમા આપ્યો, અને આશીશ દીધી રાજા રાણીએ વીણાને આશીશ આપી, ત્યા વેલીએ કહ્યુ, બહેન વીણા! હુ

પણ ઘણીજ ખુશીથી તમારે હાથ રાજકુમારના હાથમા સોપુ છુ અને એક ટુંક શીક્ષા કહુ છુ તે ગ્રહણ કરી લેવા મારી વીનતી છે. વીણાએ કહ્યુ, બેહેન ! સુખેથી કહો

વેલી— ગાયન

સ્રીના ધર્મ અજબ છે બ્હેની
કહી સંભળાવુ હુ આવાર
એક છતા બની અનેક રૂપે
રીઝવતી ભામીની ભરથાર
ભોજનસમે માતા સરીખુ હેતનો ગાખે
દેતી શીખામણ ગુરૂ સમી સાચા વચન ભાખે
વળી મીત્રના જેવી કહાવે છાની વાતતણો વિશ્રામ
આરામ સમયે દાસી પેઠે કરતી પુરણ શેવા કામ
સુખ દુખમા સમાન રહેતી
સાચી શરીરની ભાગીદાર—એક છતા૦

---

વીણાએ કહ્યુ બ્હેન વેલી ! તારી અજબ શીખ હુ કદાપીકાળે નહી વીસરૂ બ્હેન ! માતા પીતા ! આ-જના માગલીક સમયે મહેલમા ચાલો. ત્યા સાથે બેશી ભોજન કરીએ. અને ઇશ્વરે આવો માગળીક સમય બતા-વ્યો, માટે તે નોધારાના આધાર દીનાનાથનુ છેવટનુ સ્મરણ કરી લઇએ

સર્વે— સ્તુતી.

સુખકર દુખહર જગધર જનપર રેહેમ નજર કરીદે,
રાણી—અભીમાને આ દુખ હું પામી, દોષ સર્વ હરી લે,
સર્વ—કરી સજા એની જોઈ કજા, આવુ કૃત્ય કરે ન કોઈ જરીએ,
વેલી—છો સત્ય સહાયક દેવ તમારૂ સ્તવન ચિત્ત ધરીએ
વેલી—પરને નાખવાને જેહ કુપતો ઘડ
પસ્તાય પારાવાર જ્યારે આપ જઈ પડે
સર્વ—દેખી આ દ્રષ્ટાંત ઉર બ્હીક ધારજો
કે પસ્તાવો નાખેથી ઉર વીચારજો



૨ફ આવવુ તમારો પત્ર વાચી તેઓ અત્રે તુરત આવશે. મારૂ નામ લખતા નહી, બાધેભારેજ લખી જણાવવુ, રાજ-કુમારે કહયુ, બહુ સારૂ પ્રીયા, હાલજ પત્ર લખી બોલાવુ છુ. ચાલો મહેલમા જઇ પત્ર લખી પ્રથમ અનુચરને વીદાય કરીએ, એ પ્રમાણે વર્તાવિનોદ કરતુ પ્રેમી જોડુ મહેલ-મા ગયુ

